મુંબઈ ઇલાકાનું સરકારી કેળવણીખાતું.

# નીતિસાર.

## પુસ્તક–પહેલું.

પ્રાથમિક અને ઍંગ્લો–વર્નાક્યુલર શાળાઓના શિક્ષકોના ઉપયોગ માટે
નામદાર મુંબઈ સરકારના હુકમથી તૈયાર કરનાર

**ઑન. મિ. આર. ઈ. એન્થૉવેન.** સી. આઈ. ઈ; આઈ. સી. એસ.

ભાષાન્તરકર્તા,

**દીનકરરાય અચરતલાલ સૈયદ. બી. એ.** ( એસ. ટી. સી. )
ઍસિસ્ટંટ માસ્ટર, પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજ ફૉર મેન. **અમદાવાદ.**

**આવૃત્તિ પહેલી.** **નકલ ૪૦૦૦.**



છપાવી પ્રસિદ્ધ કરનાર,

**ચીમનલાલ, ચુનીલાલની કંપની. અમદાવાદ.**

**માલીકઃ—ચીમનલાલ માણેકલાલ**

અને

**ચુનીલાલ ખુશાલદાસ.**

ઈ. સ. ૧૯૧૬.



કિંમત ૦–૭–૩.

## વિષયાનુક્રમ.

# ગ્રંથકર્ત્તાની પ્રસ્તાવના.

**નીતિ**સંબંધી શિક્ષણ આપતી વખતે **પ્રાથમિક** તેમજ **એંગ્લો-વર્નાક્યુલર** શાળાઓના શિક્ષકોના ઉપયોગમાં લેવાય એવા હેતુથી આ સંગ્રહ તૈયાર કરવામાં આવ્યો છે. આ પુસ્તક એમનું એમ વાંચી જવાનું નથી, તેમજ વિદ્યાર્થીઓ તેનો ઉપયોગ કરે એવો હેતુ પણ નથી. જ્યારે **નીતિ**સંબંધી શિક્ષણ આપવાનું હોય, ત્યારે શિક્ષકે આમાં ચર્ચેલા વિષયોમાંથી એક વિષય હાથમાં લેવો. આરંભમાં શિક્ષકે પોતાના વ્યાવહારિક જીવનમાં અનુભવેલા એકાદ બે બનાવો વર્ગને કહેવા, અને એવું વર્ણન કરતી વખતે પ્રસ્તુત **નીતિ** વિષય એમને સમજાવવો. પછી તેણે **વર્નાક્યુલર*** **વાચનમાળાના** એક કે વધારે પાઠ તરફ એમનું લક્ષ ખેંચવું. એ પાઠના નંબર આ પુસ્તકના દરેક વિભાગના આરંભમાં જણાવવામાં આવ્યા છે અને એ પાઠો વિદ્યાર્થીઓ અગાઉ સારી રીતે શીખી ગએલા પણ હશેજ. ત્યાર પછી શિક્ષક આમાં આપેલા સંગ્રહનો બરાબર સારી રીતે ઉપયોગ કરી શકશે.

ગૂલ્ડકૃત **"યુવકનો ઉમદા-ચરિત્રમાર્ગ"** એ પુસ્તકમાં **નીતિ**-શિક્ષણ કઈ પદ્ધતિ પ્રમાણે આપવું એ બહુ સારી રીતે જણાવવામાં આવ્યું છે. એ પુસ્તકમાંથી ઘણા ઉતારાઓ આ પુસ્તકમાં દાખલ કરવામાં આવ્યા છે.

એટલી વાત સ્પષ્ટ રીતે સ્મરણમાં રાખવાની છે કે માત્ર શિક્ષકોના **ઉપયોગ** માટેજ આ સંગ્રહ તૈયાર કરવામાં આવ્યો છે. વર્ગ આગળ પાઠ કેવી રીતે આપવો એ કામ શિક્ષકે પોતે કરી લેવાનું છે.

જે બાબતનો વિદ્યાર્થીઓને જરાપણ પરિચય ન થએલો હોય તેવી બાબતોનાં દૃષ્ટાંતો કરતાં **હિન્દુસ્તાન**નાં દૃષ્ટાંતો જે તેમનું ધ્યાન સહેલાઈથી ખેંચીને તેમના મન ઉપર વધારે સારી રીતે અસર કરે તેમ છે એવાં **હિન્દુસ્તાન**નાંજ દૃષ્ટાંતો મુખ્યત્વે આપીને અને યોગ્ય કેળવણી મેળવીને શિક્ષકે તેમને **નીતિ**નો અમુક વિષય સમજાવવો. તે સાથે શિક્ષકે એ પણ સ્પષ્ટ રીતે સ્મરણમાં રાખવાનું છે કે એવા પાઠો આપવા એ **નીતિ**શિક્ષણનું માત્ર એક રૂપ છે. અપક્ષપાત વૃત્તિથી રમતો રમવી, વ્યવસ્થાના હુકમોનો દૃઢતાથી અમલ કરવો, અને વખતસર અને નિયમસર કામ કરવું, અને સારી રીતભાત રાખવી એ બાબતો ઉપર યોગ્ય લક્ષ આપવું. આ બધું પણ નૈતિક

---

* સિંધી **વાચનમાળામાં** સુધારો વધારો હાલમાં થતો હોવાથી એ **વાચનમાળાના** પાઠો સાથેનો સંબંધ આ પુસ્તકમાં બતાવ્યો નથી.

ઉન્નતિ માટે એટલેજ અંશે અગત્યનું છે. વિશેષે કરીને, શાળાની અંદરનું અને બહારનું શિક્ષકનું પોતાનું વર્ત્તન વિદ્યાર્થીઓના **નીતિ**શિક્ષણમાં પ્રબળ અસર કરે છે. જે સિદ્ધાંત મગજમાં ઠસાવવાનો આ પાઠનો ઉદ્દેશ છે તે સિદ્ધાંતોને બરાબર અનુસરતું શાળાના સમસ્ત વિદ્યાર્થીઓનું જીવન-વર્ત્તન- થયું નથી ત્યાંસુધી ઉપર સૂચવેલી પદ્ધતિ મુજબ અપાએલો **નીતિ**શિક્ષણનો ઉત્તમમાં ઉત્તમ પાઠ કોઈ પણ રીતે છોકરાઓને લાભદાયક નીવડે તેમ નથી.

આ પુસ્તક રચતી વખતે **મી. એફ. જે.** ગૂલ્ડના પુસ્તકની સામગ્રીનો પૂર્ણ છૂટથી ઉપયોગ કરેલો હોવાથી, તેમના ઉપકારની, અને અમૂલ્ય લેખો લખી આપ્યા માટે **મેસર્સ પરસનીસ, મોદી** અને **રાવ સાહેબ પી. બી. જોશી**- એમના ઉપકારની અત્ર નોંધ લેવાની હું રજા લઉં છું.

ભાષાન્તર કર્યું.
**લી. અ. સૈયદ.**
ઇ. સ. ૧૯૧૩.

**આર. ઈ. એન્થૉવેન.**
( મૂળના અંગ્રેજી ગ્રન્થના કર્ત્તા. )

**નોંધઃ—મી.** ગૂલ્ડકૃત "યુવકનો ઉમદા-ચરિત્રમાર્ગ" એ પુસ્તકમાંથી ઉતારા એ પુસ્તકના પ્રકટકર્ત્તા **મેસર્સ લૉંગમૅન્સ ગ્રીન** અને કંપની-એમની રજાથી આ પુસ્તકમાં દાખલ કરવામાં આવ્યા છે. **( ગ્રન્થકર્ત્તા ).**

# નીતિસાર.

## ભાગ ૧ લો.

( પ્રાથમિક શાળાઓ માટે ).

# ૧

## ઈશ્વરની, માબાપની અને ગુરુની આજ્ઞા પાળવા વિષે.

[ **વાંચોઃ—મરાઠી** અને ગુજરાતી **વાચનમાળા** પુ. ૧ લું પા. ૧૦; પુ. ૨જું પા. ૧; પુ. ૩જું પા. ૭; અને પુ. ૪થું પા ૧૪; **કાનડી વાચનમાળા** પુ. ૧ લું પા. ૧૦; પુ. ૨ જું પા. ૧૧; પુ. ૩જું પા. ૭; અને પુ. ૪થું પા. ૧૨. ]

**પાં**ડવ અને કૌરવની વચ્ચે જે સ્થળે મોટું યુદ્ધ થયું હતું તે સ્થળે **અ**ર્જુન નામના એક મહાન્ યોદ્ધાને બોધ આપતાં **શ્રી**કૃષ્ણ **ભ**ગવાને **શ્રી**મદ્ **ભ**ગવદ્‌ગીતામાં એક પ્રસંગે નીચે પ્રમાણે કહ્યું હતું:—

"જે કોઈ મનુષ્ય પત્ર, પુષ્પ, ફળ, જળ કે કંઈ પણ વસ્તુ શુદ્ધ ભક્તિભાવથી **મ**ને અર્પણ કરશે તો શુદ્ધ મનવાળા તે મનુષ્યની પૂર્ણ ભક્તિ-પૂર્વક અર્પણ કરેલી તે વસ્તુ હું હર્ષપૂર્વક સ્વીકારીશ. તું જે કંઈ કર્મ કરે, જે કંઈ ખાય, જે કંઈ બલિપ્રદાન કરે, જે કંઈ દાન કરે, અગર જે કંઈ તપશ્ચર્યા આદરે વા કષ્ટ સહન કરે તે સર્વ તું, હે કુન્તીપુત્ર, **મ**ને જ અર્પણ કરજે; (અર્થાત્ મનુષ્યે જે કંઈ કરવું તે પોતાના લાભાર્થે કરવું નહિ પણ ઇશ્વિરપ્રીત્યર્થે કરવું જોઈએ.) આ દુઃખથી ભરેલા સંસારમાં જન્મ લીધા પછી **મ**ને જ ભજ, **મા**રૂં સ્મરણ કરવામાં તારૂં ચિત્ત પરોવ, **મા**રો ભક્ત થા, **મા**રો પૂજક થા, અને **મ**ને નમન કર."

* * * * * * * *

અને **જરથોસ્ત** ધર્મમાં પણ **ઇશ્વિર**પ્રત્યે એવોજ પૂજ્યભાવ બતાવવાનું ફરમાવવામાં આવેલું છે:—

(૧) "ઓ **અહુ**રમઝ્દ, **તેં** જે કંઈ વિચાર્યું છે, જે કંઈ ઉચ્ચાર્યું છે, જે કંઈ કર્યું છે તે સર્વ સારૂં છે. તેથી અમે અમારી સર્વ વસ્તુઓ **તા**રી આગળ રજુ કરીએ છીએ અને અર્પણ કરીએ છીએ. અમે **તા**રૂં પૂજન કરીએ છીએ, **ત**ને પ્રણામ કરીએ છીએ, **તા**રો આભાર માનીએ છીએ." (યસ્ન. હા. ૧૩-ફ. ૫).

(૨) (**અહુરમઝ્દ જરથોસ્તને** કહે છે) "ઓ **પ**વિત્ર આચરણવાળા (**જરથોસ્ત**)! **હું સ્રષ્ટા છું, વૃદ્ધિ** કરનાર **છું, સર્વજ્ઞ** છું, તને ઉત્તર આપવા તદ્દન રાજી છું, તેથી (તારી ઇચ્છાઓ) તું **મ**ને જણાવ. તું વધારે સારો થઇશ, તું વધારે ડાહ્યો થઇશ." (વંદીદાદ. હા. ૧૮-ફ. ૭).

(૩) "**અહુરમઝ્દ જે** મહા **તે**જસ્વી છે, **ય**શસ્વી છે, **મહાન્** છે, **ઉ**ત્તમ છે, ઉમદા છે, **બ**ળવાન્ છે, ડાહ્યા છે, **સું**દર છે, **પ**વિત્ર છે, **સુ**જ્ઞ છે, **જે** (સઘળી સારી વસ્તુથી) ખુશી થાય છે, **જેણે** અમને સરજ્યા છે, અમારૂં રૂપ ઘડયું છે, અને જે **અ**દૃસ્યમાં સૌથી વધારે કૃપાળુ છે તેમને હું બોલાવું છું અને પ્રાર્થના કરૂં છું." (યસ્ન. હા. ૧-ફ. ૧).

(૪) ઓ, સર્વજ્ઞ પ્રભુ ! તું અદ્રશ્ય અને કૃપાળુ છે, પૂર્ણ નમ્રતા-પૂર્વક હાથ ઉંચા કરીને અને હર્ષપૂર્વક, સત્કર્મો માટે, ઉમદા વિચારો માટે હું તારી પ્રાર્થના કરૂં છું, જેથી હું જગદાત્માને પ્રસન્ન કરૂં. (યસ્ન. હા. ૨૮–ફ. ૧ ).

(૫) અહુરમઝ્દની અને (તેમના) અશ વહિસ્થ (ઉત્તમ સદાચાર-વાળા)ની પ્રશંસા (તારીફ) કરૂં છું અને સ્તુતિ કરૂં છું, અને પ્રણામ કરૂં છું. અમે તેમને માન્ય રાખીએ છીએ અને તેમની તરફ અમારો પક્ષ જાહેર કરીએ છીએ.

ઓહો, અહૂરમઝ્દ ! તારા સારા રાજ્યની વધારે પાસે સદા અમે આવતા જઇએ. દુનિયાનાં સઘળાં પ્રાણીઓમાં સૌથી અધિક ડાહ્યો રાજા ! અમારે, સ્ત્રી અને પુરુષો માટે તું સારો રાજા છું. (યસ્ન, હા. ૪૧–ફ. ૧–૨ ).

(૬) ઓહો અહુરમઝ્દ ! મારા વિચારોથી, મારા શબ્દોથી, કે મારાં કૃત્યોથી, જાણી જોઈને કે અજાણતાં જો મેં તારો અપરાધ કીધો હોય, મારી સ્તુતિ અને પ્રાર્થનામાં હું ચૂકયો હોઉં, તો હું પશ્ચાત્તાપ કરીને તને નમું છું, પ્રાર્થનાઓ કરીને તને વંદન કરૂં છું. (યસ્ન. હા. ૧–ફ. ૨૧ ).

* * * * * * * *

અને વળી ઇસ્લામી ધર્મમાં કુરાનના બીજા સુરામાં (પ્રકરણમાં) આપણને નીચે પ્રમાણે કહેવામાં આવ્યું છે:—

"ઓ મક્કાના લોકો, ખુદાની સેવા કરો, એણે તમને અને તમારા પૂર્વજોને સરજ્યા છે, તમારે માટે પૃથ્વી રૂપી બિછાનું પાથર્યું છે અને છત્રની માફક આકાશ બનાવ્યું છે અને આકાશમાંથી પાણીને નીચું ઉતારીને તમારા ગુજરાન માટે ફળ ઉત્પન્ન કર્યાં છે."

અને વળી, (ચોથા સુરામાં) નીચે મુજબ કહ્યું છે:—

"જે ખુદાએ તમને પેદા કર્યા છે તેનાથી તમે ડરો."

અને (સાતમા સુરામાં) નીચે મુજબ કહ્યું છે:—

"હે લોકો, ખુદાની ઇબાદત (બંદગી) કરો. તે સિવાય બીજો કોઈ તમારો ખુદા નથી."

## ( ૨ )

મહાન્ અશોક રાજા જેણે આશરે ૨૦૦૦ વર્ષ ઉપર હિન્દુસ્તાન ઉપર રાજ્ય કર્યું હતું, તેણે પોતાની સઘળી પ્રજા કાયદો જાણે અને પાળે એવા હેતુથી પર્વતોની શિલાઓ ઉપર નીચે પ્રમાણે આજ્ઞાપત્રિકાઓ કોતરાવી હતી:—

" પૂજ્ય રાજાધિરાજ નીચે પ્રમાણે આજ્ઞા કરે છે:—મા અને બાપ જે કહે તે અવશ્ય સાંભળવું; એજ પ્રમાણે જીવતાં પ્રાણી પ્રત્યે દઢતાપૂર્વક માન દર્શાવવું, સત્ય અવસ્ય બોલવુંજ. સાધુધર્મના આ ગુણ પાળવા. એ રીતે શિષ્યોએ ગુરુ પ્રત્યે પૂજ્યભાવ દર્શાવવો અને સગાં સંબંધીઓને યોગ્ય માન આપવું. "

સાધુતાનું આ પ્રાચીન લક્ષણ છે—આથી આયુષ્ય વધે છે, અને આ પ્રમાણે મનુષ્યે વર્ત્તવું.

---

## ( ૩ )

## જ્ઞાનેશ્વર.

---

જ્ઞાનેશ્વર કરીને એક મહાત્મા હતા, તેમનું નામ તમે કદાચ સાંભળ્યું હશે. તે ઇ. સ. ના ૧૩મા શતકમાં પુના પાસે આળંદી ગામમાં જન્મ્યા હતા. તેમણે શ્રીમદ્ ભગવદ્‌ગીતા ઉપર ટીકા લખી હતી; એ ટીકા હાલમાં 'જ્ઞાનેશ્વરી'ના નામથી સુપ્રસિદ્ધ છે. આવું ઉત્તમ ટીકાનું પુસ્તક લખીને તેમજ લોકોને બોધ કરીને સમસ્ત જનવર્ગને હિન્દુધર્મશાસ્ત્રના જાણીતા કીધા હતા.

તેમણે ઉપદેશ કર્યો હતો કે " મોક્ષ કે આત્માનું કલ્યાણ ઈશ્વર પ્રત્યે માત્ર દઢ શ્રદ્ધા રાખ્યાથી અને સદ્‌વર્ત્તનથી પ્રાપ્ત થઈ શકે છે, બહારની વિધિ કે ક્રિયાકર્મ કર્યાથી નહિ. જો અમુક મનુષ્ય ઈશ્વરમાં દઢ શ્રદ્ધા રાખતો ન હોય, જો તેણે સદ્‌વર્ત્તન વિષે અગર મનુષ્ય જાતિને ઉપયોગી થવાનો—પરોપકાર કરવાનો—સ્વપ્ને પણ વિચાર નહિ કર્યો હોય, તો તે ગમે તેવા ઉંચા કુળમાં અવતર્યો હોય, ગમે તેટલી ઉંચી જ્ઞાતિનો હોય, અગર ગમે તેટલા માનમરતબાવાળો હોદ્દો કે ઉંચા અધિકારનું સ્થાન તે ભોગવતો હોય, તોપણ તેનાં તે સર્વ મિથ્યા સમજવાં." ખરેખર, જ્ઞાનદેવનો ઉપદેશ એક વાક્યમાં—સંક્ષેપ રૂપમાં—કહી શકાશે:—

ઉંચી કોમમાં જન્મીને ઈશ્વર પર શ્રદ્ધા ન રાખવી તેના કરતાં પેરીયા કે અંત્યજને પેટે અવતાર લઈને સદાચારથી વર્ત્તવું અને ઈશ્વર પ્રત્યે પ્રેમ રાખવો એ હજારગણું સારૂં છે.

**જ્ઞાનદેવ** ઇ. સ. ૧૩૦૦ના કાર્તિક માસની દશમને દિવસે સ્વર્ગસ્થ થયા. પણ હજી સુધી આખા હિન્દુસ્તાનના લોકો તેમને પ્રેમ અને પૂજ્યભાવથી યાદ કરે છે, **આળંદી**માં તેમના સ્મરણાર્થે એક દેવડી ઉભી કરવામાં આવેલી છે ત્યાં પ્રતિવર્ષ કાર્તિકી એકાદશીને દિવસે સંવત્સરી ઉત્સવ ઉજવવામાં આવે છે. તે વખતે ત્યાં દરવર્ષે ૫૦-૬૦ હજાર માણસનો મેળો ભરાય છે. **તુકારામ** નામના સુપ્રસિદ્ધ **મરાઠા** કવિ **જ્ઞાનદેવ** પ્રત્યે બહુજ પૂજ્યભાવ બતાવતા હતા. તેમણે **જ્ઞાનદેવ**ને ઉત્તમ સાધુ પુરુષ કહ્યા હતા. પ્રતિવર્ષ **તુકારામ આળંદી** જઈને **જ્ઞાનદેવ**ની દેવડી આગળ નમન કરતા; અને ત્યાં હજારો મનુષ્યની સંમુખ **જ્ઞાનદેવ**ના સિદ્ધાંતોનો ઉપદેશ કરતા. દરેક **મરાઠા** સાધુપુરુષે અને કવિએ **જ્ઞાનદેવ**ની પ્રશંસા કરી છે, પણ **મોરોપંત** નામે સૌથી ઉત્તમ **મરાઠા** કવિએ તેમનાં બહુજ વખાણ કર્યાં હતાં. **મોરોપંતે** કહ્યું હતું કે:—" **જ્ઞાનદેવ** એટલા બધા સદાચાર અને સાધુચરિતવાળા પુરુષ હતા કે સજ્જનોએ એમને **વિષ્ણુ ભગવાન**નો અગિયારમો અવતાર કહેલો છે. મનુષ્યની મોક્ષસિદ્ધિ-અર્થે એમણે **શ્રીમદ્‌ભગવદ્‌ગીતા**ના ઉપદેશનું શ્રમપૂર્વક ઉત્તમ વિવરણ કર્યું હતું; અને આજ કારણથી સંસારના દુઃખનું **નિવારણ** કરવા માટે એ લોકો '**જ્ઞાનેશ્વરી**' નો પાઠ શ્રદ્ધાપૂર્વક ભણી જાય છે.

**જ્ઞાનેશ્વર** કે જ્ઞાનદેવના જીવનચરિત્ર ઉપરથી એક ઉત્તમ બોધ આપણે એ લેવાનો છે કે તે પોતાના ગુરુ પ્રત્યે અને વડીલો પ્રત્યે ભક્તિ અને પૂજ્યભાવ ધરાવતા હતા, તે સ્વભાવ પ્રશંસનીય ગણાશે. પોતાના જ્યેષ્ઠ બંધુ અને ગુરુ **નિવૃત્તિનાથ** પ્રત્યે તે અપાર પૂજ્યભાવ ધરાવતા હતા. પોતાના ગ્રંથમાં **જ્ઞાનદેવે** પોતાને 'નિવૃત્તદાસ' કહ્યો છે. તેમણે નીચે પ્રમાણે લખ્યું છે:—

" **નિવૃત્તિ** ગુરુની કૃપાથીજ હું કયું સારૂં અને કયું ખોટું એ ઓળખતાં શીખ્યો છું. એજ ગુરુના આશીર્વાદથી હું સંસારસમુદ્રની પેલે પાર સહીસલામત તરી ઉતર્યો છું. એટલા માટે સત્પુરુષોએ પોતાના ગુરુપ્રત્યે પૂજ્યભાવ દર્શાવવો જોઈએ. ગુરુ જ્ઞાનનું મૂળ છે, અને જેમ વૃક્ષનાં મૂળીયાં આગળ સારી પેઠે જળસિંચન કરવાથી વૃક્ષ વધે છે; અને ફળફૂલ

આપે છે, તેજ પ્રમાણે આપણા જ્ઞાનના મૂળરૂપ જે આપણા ગુરુ—તેમના પવિત્ર ચરણારવિંદ સમીપ નમન કર્યાથી—તેમના પ્રત્યે પૂજ્યભાવ દર્શાવ્યાથી—આપણું જ્ઞાન વૃદ્ધિ પામે છે."

---

## ( ૪ )

## પેશ્વા બાલાજી બાજીરાવે રઘુનાથરાવને આપેલી સલાહ.

---

**બાલાજી બાજીરાવ** ઉર્ફે **નાનાસાહેબ** પુનાની ગાદી ઉપર ત્રીજા પેશ્વા હતા. તેણે ઇ. સ. ૧૭૪૦ થી ૧૭૬૩ સુધી રાજ્ય કર્યું. એ ડાહ્યા અને બહાદુર પેશ્વાએ પોતાના રાજ્યનો અમલ ચતુરાઇથી અને હોશિયારીથી ચલાવ્યો હતો. **રઘુનાથરાવ** અને **જનાર્દનપંત** નામના તેને બે નાના ભાઇઓ હતા. તેમની ઉપર પેશ્વાએ ઇ. સ. ૧૭૪૨ ના જુલાઈ માસની ૯ મી તારીખે ઉદયપુર ( ઉદેપુર ) થી એક પત્ર લખી મોકલ્યો હતો. તેમાં યુવકોના માર્ગદર્શન રૂપ કેટલાંક નીતિવચન ઉપદેશ તરીકે લખેલાં છે; તેનો સંક્ષેપમાં સાર નીચે આપ્યો છેઃ—

(૧) તમારે રઘુવંશ, વિદુરનીતિ, અને ચાણક્યનીતિનો નિયમિત રીતે અભ્યાસ કરવો, અને તેમાંથી કેટલોક ભાગ વિદ્વાન મહોપાધ્યાય ( પ્રોફેસરો ) પાસેથી શીખવો.

(૨) તમારે તમારી ફુરસદના સમયે મહાભારતમાંની વિરાટ પર્વથી આરંભીને વાર્તાઓ વાંચવી.

(૩) તમારે હિન્દુસ્તાનની દંડ પીલવાની કસરત દરરોજ કરવી.

(૪) તમારે ઘોડા ઉપર બેસીને હદથી જાદે ફરવું નહિ.

(૫) તમારે તોલના, માપના અને એવા બીજા ગણિતના કોયડાઓના હિસાબો મોંએ ગણી કાઢવાનો મહાવરો રાખવો.

(૬) તમારે તમારા વડીલો કે મુરબ્બીઓને રાજી રાખવા યત્ન કરવો, અને તેઓ તમને જે કહે તેજ તમારે કરવું.

(૭) હલકા માણસની તમારે સોબત કરવી નહિ.

(૮) તબીઅત નાદુરસ્ત હોય ત્યારે નિયમસર ઔષધ ખાવાની આનાકાની કરવી નહિ.

(૯) પોતાનાથી મોટી ઉંમરના હોય તેમને સાથે રાખીને થોડે બેસી ફરવું.

(૧૦) કોઈ રાજકર્તાની મુલાકાત લેવા જવાની તમને ઇચ્છા થાય, ત્યારે તમારે તમારા વડીલોની પરવાનગી લેવી, અને કોઈ અનુભવી પુરુષને પોતાની સાથે રાખવો.

(૧૧) તમારે તમારી ઉંમરને શોભે તેવાં, સમયોચિત, અને સામાન્ય જનસમાજને ગમે તેવાં વસ્ત્ર પહેરવાં.

(૧૨) તમારે થોડો વખત ઇશ્વિરપૂજનમાં ગાળવો; પણ તે કામ તમારે એકાંતસ્થાનમાં અને એકાગ્ર ચિત્તથી કરવું.

(૧૩) તમારે તમારી રહેણીકરણીમાં નિયમિત રહેવું; અને હંમેશાં તમારા વડીલોની આજ્ઞાને અધીન રહેવું, અને તેમને પ્રસન્ન રાખવા પ્રયાસ કરવો.

(૧૪) તમારે ડહાપણથી વર્ત્તવું, અને સઘળી બાબતો શીખવા યત્ન કરવો. તમને કોઈ બાબત ન સમજાતી હોય તો તમારા વડીલને તે વિષે પૂછીને તે સમજી લેવી. વડીલની ઇચ્છાનુસાર વર્તીને જ્ઞાન પ્રાપ્ત કરવાનો તમે યત્ન કરશો તો તેમાં લાભ તમનેજ થશે. તમારે બધાં કામ નિયમસરજ કરવાં. તમારે મિથ્યાડંબર ( ખોટો ડોળ ) કદાપિ રાખવો નહિ.

જો ઉપર ટાંકેલાં નીતિવચન અનુસાર તમારૂં વર્ત્તન રાખશો તો જગતમાં તમે યશ અને માન પ્રાપ્ત કરશો, અને મહાપુરુષ થશો.

---

## ( ૫ )

બંગાળાના હુગલી વિભાગના એક પવિત્ર મહાત્મા **શ્રી રામકૃષ્ણ પરમહંસે** નીચે પ્રમાણે ઉપદેશ એક વખત કર્યો હતોઃ—

" શિષ્યે પોતાના ગુરુની કોઈ પણ દિવસ ટીકા કરવી નહિ, અને જરા પણ સંશય લાવ્યા વિના ગુરુવાક્ય તેણે પ્રમાણભૂત ગણવું. અથવા ગુરુ જે કંઈ તેને કરવાની આજ્ઞા કરે તેનો નિર્વિવાદ રીતે તેણે અમલ કરવો."

---

## ( ૬ )

**મનુસ્મૃતિમાં શિષ્યના આચાર સંબંધી નીચે પ્રમાણે નિયમો લખ્યા છેઃ—**

(૧૯૫) શિષ્યે પથારીમાં પડયા પડયા, અગર બેઠે બેઠે, અગર જમતાં, અગર ઉભા રહીને, અગર આડું મોં રાખીને, પોતાના ગુરુપ્રત્યે

ઉત્તર ન આપવો, તેમજ સંભાષણ પણ ન કરવું જોઇએ.

(૧૯૬) ગુરુ બેઠા હોય ત્યારે પોતે ઉભા થઇને, ગુરુ ઉભા હોય ત્યારે તેમની સામા બે ડગલાં જઈને, ગુરુ આગળ જતા હોય તો તેમની છેક પાસે જઈને, અને ગુરુ દોડતા હોય તો તેમની પાછળ પાછળ દોડીને શિષ્યે ઉત્તર આપવો કે સંભાષણ કરવું.

(૧૯૭) ગુરુ મોં ફેરવીને ઉભા હોય ત્યારે પોતે ફરીને તેમના મોં સામા જઈ ઉભા રહીને, ગુરુ દૂર ઉભા હોય તો તેમની પાસે જઈને, ગુરુ પથારીમાં સૂતેલા હોય અગર નિચાણમાં ઉભા હોય ત્યારે તેમની પાસે આવી નીચા નમીને, શિષ્યે ઉત્તર આપવો.

(૧૯૮) ગુરુ સમીપ હોય ત્યારે શિષ્યે પોતાની પથારી કે આસન તેમનાથી નીચાં રાખવાં, પણ ગુરુની સમક્ષ તેણે બેપરવાઇથી બેસવું નહિ.

(૧૯૯) શિષ્યે ગુરુની પરોક્ષમાં પણ આદરસૂચક તેમનું માનપ્રદ અભિધાન ઉમેર્યા સિવાય, માત્ર એકલું નામજ ઉચ્ચારવું ન જોઈએ; અને તેમની ચાલ, બોલી અને આચરણના ચાળા પાડવા નહિ.

(૨૦૦) જે જે સ્થળે લોકો ગુરુની નિન્દા કરતા હોય તે સઘળે સ્થળે તે પર તેણે કાન ધરવા નહિ, અગર ત્યાંથી બીજે સ્થળે ચાલ્યા જવું.

---

## ( ૭ )

## અહલ્યાબાઈ હોલ્કરનાં ઉપદેશસૂત્રો.

ઇતિહાસમાં આપણે અહલ્યાબાઇ હોલ્કર નામે એક સુપ્રસિદ્ધ સ્ત્રી વિષે વાંચ્યું છે. તે ઇન્દોરના રાજા મલ્હારરાવ હોલ્કરનાં પુત્રવધૂ થાય. તેમણે ઇ. સ. ૧૭૬૭થી ૧૭૯૫ પર્યન્ત રાજ્ય કર્યું. તે સદ્‌ગુણી, ન્યાયી, ઉદારવૃત્તિવાળી, અને ધાર્મિક હતી; તેમજ પોતાની પ્રજાનું અનુરંજન અને પાલન કરવું એ પોતાનું કર્તવ્યજ છે એમ સમજીને તે કર્તવ્ય બજાવવા સદા તે તત્પરજ રહેતી; એ કારણથી તેમનું નામ આખા હિન્દુસ્તાનમાં મશહૂર છે. હિન્દુસ્તાનમાં ઘણાં પવિત્ર સ્થળોએ તેમણે તળાવો, કુવા, વાવ, અને એવાં બીજાં ઉપયોગી મકાનો બંધાવ્યાં હતાં; એ કારણથી ગંગોત્રીથી આરંભીને છેક કેપ કોમોરિન પર્યન્ત—આખા દેશમાં—નાનાં મોટાં સૌ તેમના યશસ્વી નામથી વાકેફ છે. આ ઉમદા સ્ત્રીનું જીવનચરિત્ર મનોરંજક અને બોધદાયક છે. તેમના રાજ્યની જે ઐતિહાસિક તવારિખો હાથ આવેલી છે તેમાં તેમનાં

કેટલાંક વચનામૃતો પણ હાથ લાગ્યાં છે. તેમાંનાં થોડાંક ઉદાહરણ રૂપે નીચે આપ્યાં છેઃ—

(૧) પ્રત્યેક મનુષ્યે પોતાનું વર્તન શુદ્ધ અને સાદું રાખવું જોઈએ. એમાંજ તેનું કલ્યાણ રહેલું છે.

(૨) પ્રત્યેક માણસે પોતાના શેઠ અને રાજાની એકનિષ્ઠાથી સેવા કરવી જોઈએ. પ્રત્યેક પુરુષે દૃઢ રાજભક્તિ અને સ્વામિભક્તિનો ગુણ સંપાદન કરવા યત્ન કરવો જોઈએ.

(૩) જે કંઈ પોતાને કહેવામાં આવે તે માની લેવાની કેટલાકને પ્રકૃતિ હોય છે. સુજ્ઞ અને ડાહ્યા માણસો સાંભળે બધાનું; પણ પોતાને યોગ્ય લાગે તેજ કરે છે.

(૪) "રાજા સુખી તો પ્રજા પણ સુખી" એવું પ્રજાએ સમજવું જોઈએ; અને પ્રજાનું શ્રેય સાધવામાં રાજાએ આનન્દ માનવો જોઈએ.

(૫) કુટુંબમાં કજીઓ કે વિરોધ ન થવા દેવા. જો કુટુંબજનોમાં વિરોધ કે વિક્ષેપ થાય તો કુટુંબની આબરૂને કલંક લાગે છે, અને જગતમાં લોકો તેમની નિન્દા અને હાંસી કરે છે.

(૬) મહાશક્તિમાન્ જગન્નિયન્તા પરમેશ્વરને કદાપિ કોઈએ વીસરવો નહિ.

---

## (૮)

ઇ. સ. ૧૮૩૧ની સાલમાં ચિતુરમાં* એક બાર વર્ષની ઉંમરના છોકરાએ ડિસ્ટ્રિક્ટ જજને બંગલે જઈને તેનાં કમાડ ઠોક્યાં. તે એક ખેડુતનો છોકરો હતો અને તેના બાપને મહેસૂલ નહિ ભરેલું હોવાના કારણથી કેદ કરવામાં આવ્યો હતો. તે ખેડુતે સરકાર કનેથી કેટલાંક વીઘાં જમીન રાખી હતી, પણ વરસ માઠું નીવડ્યાથી તે ગણોત ભરી શક્યો નહતો, તેથી કાયદાની રૂએ તેને જેલમાં જવું પડ્યું હતું. તેનો બાપ જેલમાં એ પ્રમાણે પુરાયો હતો, તેવામાં શ્રાદ્ધપક્ષ આવ્યું તે વખતે તેનો બાપ હાજર નથી એવું કહીને તે છોકરાની મા રડવા લાગી. આજ કારણથી એ છોકરા રંગનાથે ચિતુર શહેરમાં જઈને ત્યાંના ડિસ્ટ્રિક્ટ જજના બંગલાનાં દ્વાર ઠોક્યાં હતાં.

---

* ચિતુર ( Chittur or Chittor )=મદ્રાસની પશ્ચિમે ૮૦ માઇલ છેટે આવેલું સાઉથ ઇન્ડિયન રેલ્વેનું એક સ્ટેશન, અને મદ્રાસ ઇલાકાના ઉત્તર આર્કાટ જિલ્લાનું મુખ્ય શહેર. વસ્તી આશરે ૧૧૦૦૦ માણસની.

જજે એ છોકરાની દાદ સાંભળી અને પછી તેને કહ્યું કે તારો બાપ જ્યારે તેનું કામ ચાલશે ત્યારે કોર્ટમાં હાજર થશે એવી ખાતરીવાળું કોઈ પણ જાતનું બાનું કે જામીન તું નહિ આપે ત્યાં સુધી હું તારા બાપને છોડી શકું તેમ નથી. છોકરાએ જવાબ દીધો કેઃ–" મારી કને તેને જામીન ઉપર છોડાવવા જેટલા પૈસા તો નથીજ, પરંતુ મારા બાપને બદલે હું જેલમાં રહેવા તૈયાર છું. ન્યાયાધીશનું હૃદય દયાની લાગણીથી પીગળી ગયું. તેણે તરતજ તે છોકરાના બાપના છૂટકારાના વૉરંટ (હુકમપત્ર) ઉપર પોતાની સહી કરીને તે તેના હાથમાં મૂક્યું. તે લઈને પવનવેગે તે જેલ તરફ દોડી ગયો. બાપને છૂટો કરીને બાપ અને દીકરો બન્ને હરખાતા હરખાતા પોતાને ઘેર જવા નીકળી પડ્યા અને મોડી રાતે ઘેર આવી પહોંચ્યા. આ રંગનાથ આગળ જતાં રંગનાથ શાસ્ત્રીના નામથી સુપ્રસિદ્ધ થયા. તે જુદી જુદી ૧૫ ભાષાઓ જાણતા ને બોલી શકતા.

---

## ( ૯ )

રામ અને તેમનો સુન્દર વદનવાળો ભાઈ લક્ષ્મણ એ બન્ને વિશ્વામિત્ર ગુરુની સાથે વિદેહ નગરમાં આવ્યા હતા, તે વખતે એક બનાવ બન્યો હતો તે રામાયણમાં વર્ણવ્યો છે. તે શહેરની શોભા અનુપમ હતી; બજારો અને ઝરૂખાઓ હીરામોતીથી શણગારી દેવામાં આવેલાં હતાં; દેવાલયો સુન્દર અને મનોહર ચિત્રોથી શોભી રહ્યાં હતાં; કિલ્લાના દરવાજા હીરા મોતીનાં તોરણોથી ઝળકી રહ્યા હતા; અને તબેલામાં માય નહિ તેટલા ઘોડા, હાથી અને રથ હતા. પછી પવિત્ર ગંગા નદીના તટ ઉપર આવેલા આ સુન્દર નગરની શોભા નિહાળવાની રામલક્ષ્મણની ઇચ્છા થઈ, તેથી નગરમાં જઈને થોડીવારમાં પાછા આવવાની તેમણે ગુરુની રજા માગી. ગુરુએ પ્રેમપૂર્વક કહ્યું કેઃ—" હે રામ, તું સાધુ ચરિત આચરનાર છું. ધર્મસેતુનો રક્ષક છું; અને ભક્તજનોનો શુભચિંતક છું. માટે તું નગરની શોભા જોવા ભલે જા; પણ રાત પડતાં પહેલાં તું જરૂર પાછો આવજે, નહિ તો તારે શિર કષ્ટ આવશે."

પછી તે બન્ને સુખી બન્ધુઓ નગર જોવા નીકળી પડ્યા. શરીર ઉપર પીળાં વસ્ત્ર ધારણ કર્યાં હતાં, વાંસાની એક બાજુએ બાણ રાખવાની ઝોળી ( ભાથો ) ભેરવેલી હતી, હાથમાં ધનુષ્ય ને બાણ ઝાલ્યાં હતાં, માથા ઉપર સુશોભિત ટોપી પહેરી હતી, અને સુન્દર કાળા વાળ આંખની ભમર

સુધી આવીને મુખાકૃતિમાં માધુર્યનો ઉમેરો કરતા હોય તેમ શોભતા હતા. આવા સુન્દર દેખાવવાળા ભાઈઓ બજારમાં થઈને જે સ્થળે રાજાના હુકમથી રમતગમતનો મેળાવડો થવાનો હતો ત્યાં જતા હતા તે વખતે તેમને જોવા માટે સંખ્યાબંધ લોકો એકઠા થવા લાગ્યા. કુમારિકાઓ ઘરના ઝરૂખા-માંથી છાની રીતે ડોકીયાં કરવા લાગી, અને એ રાજકુંવરોના સૌન્દર્યની ધીમે સ્વરે પ્રશંસા-તારીફ-કરવા લાગી. અને રામ અને લક્ષ્મણ એ ઉભયે જે વિશાળ મેદાન ઉપર એ રમતગમતનો મેળાવડો થવાનો હતો તે જોયું; અને રાજાઓને બેસવા માટે એક સુવર્ણની ઉંચી બેઠક રચવામાં આવી હતી, અને સ્ત્રીઓને માટે શ્વેત વસ્ત્રથી ઢાંકેલી બેઠક તૈયાર કરવામાં આવી હતી; અને સઘળું સુંદર અને શોભાયમાન દીસતું હતું.

પછી રામે પોતાના ભાઈ લક્ષ્મણને કહ્યું કેઃ—"ભાઈ, આપણે અહીં બહુ થોભીશું તો મોડું થશે, અને આપણે મોડા થઈશું તો ગુરુજી અધીરા થશે."

આ કારણથી તેઓ રાત્રિનો સમય થતાં પહેલાં ગુરુને આશ્રમે પાછા પહોંચી ગયા, અને ગુરુના પવિત્ર ચરણ સમીપ પોતાનું શિર નમાવીને ઉભા રહ્યા. આ પ્રમાણે, તમે જાણ્યું કે સૌન્દર્ય નિહાળવાના હર્ષમાં પણ તેઓ પોતાના ગુરુની આજ્ઞા અને ઉપદેશ વીસરી ગયા નહતા.

---

## (૧૦)
## શ્રી રામચન્દ્રજીનું આજ્ઞાનુવર્ત્તન.

---

દશરથ રાજા રામચન્દ્રજીના પિતા થાય; અને એ રાજાની ઉત્તમ સાધુતા અને સૌજન્યનાં દૃષ્ટાંત રામાયણમાં ઘણે સ્થળે આપણા વાંચવામાં આવે છે. બાલ્યાવસ્થામાંથીજ તે (રામ) બુદ્ધિશાળી, સત્યવાદી, દયાળુ અને ઉદ્યમી હતા. પોતાના પુત્રમાં આવા ઉત્તમ ગુણ છે એવું જાણ્યાથી પિતાની ઇચ્છા પોતાની પછી રામચન્દ્રજીને રાજ્યપદ આપવાની થઈ; કારણકે હવે તે વૃદ્ધ થએલા હોવાથી તેમને વાનપ્રસ્થાશ્રમ સ્વીકારવાની ઇચ્છા થઈ હતી.

સૈન્યના સઘળા સરદારોએ અને રાજદરબારના સમજુ અધિકારીઓએ એકમતે જાહેર કર્યું કે રામચન્દ્રજીજ રાજ્ય ચલાવવા યોગ્ય છે તેથી ગાદી તેમનેજ મળવી જોઈએ; અને રામને ગાદીએ બેસાડવા માટે મોટા ઉત્સાહ-પૂર્વક ભારે દબદબાવાળી તૈયારીઓ થઈ રહી હતી.

પણ, આ સર્વમાં એક જણ હતું, તેને આ વાત પરવડી નહતી. તે રાજાની બીજી રાણી અને **ભરત**ની મા કૈકેયી હતી. પોતાનો પુત્ર **ભરત** રાજ્ય ન કરે અને **રામ** રાજ્ય કરે એ વિચારથી તેના મનમાં ઇર્ષ્યા ઉત્પન્ન થતી હતી; રાજાનો કૈકેયી પ્રત્યે બહુજ પ્રેમ હતો; અને એક સમયે સંગ્રામમાં તેમને જખમ થયો હતો ત્યારે તેમની તેણે એવી તો સારી માવજત કરી હતી કે રાજાએ પ્રસન્ન થઈને તેને બે વર માગવાનું કહ્યું હતું.

આજ લગી કૈકેયીએ રાજા પાસે એ બેમાંથી એકે વર માગ્યો નહતો, પણ આજે તેને રાજાનું વચન યાદ આવ્યું; અને તેથી તે રડવા અને કંકાસ કરવા લાગી. અને રાજા તેની પાસે આવ્યા ત્યારે તેને રડતી જોઈને તેમને ખેદ થયો, અને સાન્ત્વન આપવા લાગ્યા. રાજાએ કૈકેયીને કહ્યું કેઃ—"મારૂં સર્વસ્વ તને આપવા હું રાજી છું, પણ તું રડ મા." એથી કૈકેયીએ પૂર્વે રાજાએ તેને બે વર માગવાનું વચન આપેલું તેનું સ્મરણ કરાવ્યું. રાજાએ **રામ**ના સોગન ખાઈને કહ્યું કેઃ—" એ બે વર આપવા હું તૈયાર છું." કૈકેયીએ પછી કહ્યું કેઃ "રાજા પ્રતિજ્ઞાથી બંધાઈ ચૂકયા છે." અને એમ કહીને તેણે બે વર એ માગ્યા કેઃ—પ્રથમ તો **રામ**ને બદલે રાજપદ **ભરત**ને મળે, અને બીજો એ કે **રામે** ચૌદ વર્ષ વનમાં ગાળવાં. આ સાંભળીને દશરથ રાજા પોતે પ્રતિજ્ઞાથી બંધાયા તે માટે કેટલા બધા ખિન્ન અને નિરાશ થઈ ગયા હશે! પ્રથમ તો કૈકેયી ઉપર તેમણે ઘણોજ ક્રોધ દર્શાવ્યો, પણ કૈકેયીએ જ્યારે એમજ કહ્યા કર્યું કે "રાજા તો પ્રતિજ્ઞાથી બંધાઈ ચૂકયા છે," ત્યારે દશરથે તેને પોતાની દયા લાવવાને બહુ કાલાવાલા કર્યા; પણ કૈકેયી એકની બે ન જ થઈ. તેણે કહ્યું કેઃ—"**રામ**ને આપે વનમાં મોકલવાનો અને **ભરત**ને ગાદી આપવાનો હુકમ કરવોજ પડશે."

રાત વીતી ગઈ, અને પ્રાતઃકાળે દૂતે રાજા સમક્ષ આવીને જાહેર કર્યું કે "**રામ**ચન્દ્રજીને પટ્ટાભિષેક કરવાની સઘળી તૈયારીઓ થઈ ચૂકી છે." રાજા તો સ્તબ્ધજ રહ્યા હતા, **રામ**ને આ ખેદજનક સમાચાર તેણે કેવી રીતે કહેવા! કૈકેયીએ પછી **રામ**ને રાજા કને તેડી લાવવાનું દૂતને કહ્યું: અને દશરથે ઉમેર્યુંઃ—" ઠીક ત્યારે **રામ**ને મારી કને મોકલ."

**રામ** પોતાના પિતા પાસે હરખાતા હરખાતા ઉમંગભેર આવ્યા અને તેમને અને કૈકેયીને એમણે પ્રીતિપૂર્વક પ્રણામ કર્યા. પણ શોકાર્ણવમાં–શોકસાગરમાં–ડૂબી ગએલા દશરથ રાજાએ તો માત્ર "**રામ**" એટલાજ શબ્દનો ઉચ્ચાર કર્યો. **રામ** પોતાના પિતાને ઉદ્વિગ્ન જોઈને ખિન્ન થયા; કારણ કે તેને ચિન્તા થઈ કે રખેને અજાણે પિતાનો અપરાધ કીધો હોય, અને તેથી

તેમને ક્રોધ ચઢ્યો હોય; તેથી તેમણે પિતાને 'મારાથી શો અપરાધ થયો છે ?' એમ પૂછ્યું. પછી કૈકેયીએ **રામ**ને જવાબ આપ્યો કે:—"તમારા પિતાને ક્રોધ ચઢ્યો નથી; પણ તમારી પાસે–તમારે હાથે–અમુક કાર્ય કરાવવાની પોતે પ્રતિજ્ઞા લીધેલી છે અને તે કાર્ય તમને કહેવાની તેમની છાતી ચાલતી નથી. જો તમે રાજાએ લીધેલી પ્રતિજ્ઞા પ્રમાણે વર્તવાની કબુલાત આપતા હો તો હું તમને સઘળી હકીકત નિવેદન કરૂં."

સંપૂર્ણ ઉત્સાહપૂર્વક **રામે** જવાબ આપ્યો કે:—"પિતાજીની ઇચ્છાનુસાર વર્તવાની હું કબુલાત આપું છું. પિતાજીની મરજી સચવાતી હોય તો હું અગ્નિમાં મારો દેહ ઝંપલાવવા, વિષપાન કરવા, અગર જળમાં ડૂબી મરવા પણ તૈયાર છું. મારા પિતાજીની શી ઇચ્છા છે તે તમે મને કૃપા કરી સત્વર કહો કે જેથી હું તે ઇચ્છાનુસાર તરતજ વર્તું."

પછી કૈકેયીએ **રામ**ને જણાવ્યું કે "મેં રાજાજી પાસે બે વર માગ્યા છે અને તે આપવા રાજાજી પ્રતિજ્ઞાથી બંધાઇ ચૂક્યા છે, અને તેમાંની પ્રથમ માગણી મારી એ છે કે રાજપાટ **ભરત**ને મળવું જોઈએ, અને બીજી માગણી એ છે કે **રામે** (તમારે) ચૌદ વર્ષપર્યન્ત વનવાસ ભોગવવો."

કૈકેયીનાં આવાં દારૂણ વચન સાંભળી **રામ**ને શોક થયો, પણ તેમણે શો જવાબ આપ્યો ? વનમાં જવાની શું તેમણે ના પાડી ? ના, તેમણે એવો જવાબ ન જ આપ્યો. તેમણે નમ્રતાથી ઉત્તર આપ્યો: "તમે કહ્યું તેમજ થશે. પણ, મારા પિતાજી જેમની ઇચ્છાને મારે અધીન થવાનું છે તે કંઇજ નથી બોલતા તેનું શું કારણ ?"

"પિતાજીની ઇચ્છા–આજ્ઞા–ને હું સંપૂર્ણ રીતે અધીન થઇશ." એવો **રામે** ક્રોધયુક્ત થઈને જવાબ નહોતો આપ્યો પણ ઉલટથી અને પૂર્ણ પ્રેમપૂર્વક અને વિનયપૂર્વક જ.

તેમણે પછી કહ્યું કે: "હું હમણાંજ મારાં માતુઃશ્રીને મળવા જાઉં છું અને **સીતા**ને ધૈર્ય અને આશ્વાસન આપીને હું આજે જ નીકળી પડીશ."

માતાનું પણ મન્દ ભાગ્ય; અને **સીતા**નું પણ મન્દ ભાગ્ય જ. કૌશલ્યાજીને તો બહુ જ ક્રોધાવેશ ચઢી આવ્યો. તેમણે **રામ**ને વનમાં જવાની સાફ ના પાડી અને કહ્યું કે "તું જઇશ તો તારા વિના હું શી રીતે જીવી શકીશ ?" મારી માતા આ પ્રમાણે મને વનમાં જવા દેવાની આનાકાની કરે છે એ બહાનું બતાવીને **રામે** વનમાં જવાની શું નારાજી બતાવી હશે ? નહિ જ; તેમણે તેવું કંઈ જ કર્યું નહિ. તેમણે વનમાં જવાની રજા આપવાનું પોતાની માને નમ્રતાપૂર્વક કહ્યું. અને વિશેષમાં કહ્યું કે, મારે મારા પિતાજીની

આજ્ઞા—ઇચ્છા—ને અધીન થવું જ જોઈએ. વનમાં જવાની મારી બહુ મરજી છે. મારા પિતાજીની ઇચ્છાનું ઉલ્લંઘન મારાથી શી રીતે થાય ?"

આખરે કૌશલ્યાએ રામને વનમાં જવાની અનુમતિ આપી, પણ પોતે તેમની સાથે આવવાની ઇચ્છા બતાવી. પણ રામે પોતાના કરતાં પિતાની અનુકૂળતાનો પહેલો વિચાર કર્યો; અને તેથી પોતે વનમાં હોય તે દરમ્યાન પોતાના પિતાજીને ધીરજ અને સાન્ત્વન આપવા ત્યાં જ રહેવાનું કૌશલ્યાને તેમણે વિનવ્યું. પોતાના પુત્રનો આવો પ્રેમ અને આજ્ઞાનુવર્ત્તન જોઈને તેમને કૌશલ્યાજીએ આશીર્વાદ આપીને કહ્યું કે: "બેટા, ચૌદ વર્ષ વનમાં રહીને વહેલો સુખરૂપ પાછો આવજે."

આ પ્રમાણે પિતાની આજ્ઞા પરિપૂર્ણ કરવા ખાતર રામચન્દ્રજી વનવાસ અર્થે તૈયાર થયા. સીતા અને લક્ષ્મણ તેમની સાથે ગયાં, અને રામ પિતાની ઇચ્છાને અધીન થઈને રાજી અને સંતુષ્ટ થયા.

( શાર્દૂલવિક્રીડિત. )

કર્તવ્યે દૃઢ ને વળી ધીરજમાં પૂરા સદા નિશ્ચયી,<br>
એવા શ્રી રઘુવીર જાય વનમાં આજ્ઞા બધાંની લઈ;<br>
સીતા લક્ષ્મણ ધર્મને અનુસર્યાં સાથે જતાં પ્રેમથી,<br>
રામે તો નિજ તાતના વચનને પાળ્યું ખરા હેતથી.

---

## ( ૧૧ )

## શિવાજીનું તેમના પિતા પ્રત્યે માન.

ઇતિહાસના વાચન ઉપરથી આપણે જાણીએ છીએ કે મોટા મુલકો ઉપર રાજ્ય ચલાવલા સરજેલા મહાપુરુષોએ પોતાના પિતા પ્રત્યે ઉત્કૃષ્ટ આદર દર્શાવેલો છે. મરાઠા સામ્રાજ્યના સ્થાપક છત્રપતિ શિવાજી પોતાના માબાપ પ્રત્યે બહુજ આદર બતાવતા અને તેમની સેવા કરવા સદા તત્પર જ રહેતા. તેમના પિતા શાહાજી રાજા બિજાપુરના સરકારની નોકરીમાં હતો: અને કર્ણાટકનો સુબેદાર હતો. આ પ્રાંતનો વહીવટ ચલાવવા તે બૅન્ગલોર રહેવા ગયો. તેને અને તેના પુત્ર શિવાજીને બાર વર્ષપર્યન્ત જુદા રહેવું પડયું હતું. તે દરમ્યાન શિવાજીએ પોતાની કુશળતાથી અને હિંમતથી મહારાષ્ટ્રમાં એક રાજ્ય સ્થાપ્યું હતું. અને થોડી મુદતમાં બહુ સત્તા જમાવી હતી. જ્યારે શાહાજીએ શિવાજીની સત્તા વિષે સાંભળ્યું, ત્યારે તેને

મળવાની તેની ઇચ્છા થઈ, બિજાપુર દરબારની રજા લઇને તેને મળવા જવા તે નીકળી પડચો. શાહાજીની સાથે તેની બીજી સ્ત્રી તુકાબાઈ અને તેનો નાનો છોકરો વ્યંકોજી રાજે હતાં. પ્રથમ તેઓ તુલજાપુરમાં રોકાયાં, ત્યાં તેમની કુળદેવીને તેઓએ નમન કર્યું. ત્યાંથી તેઓ શિકર શિંગણાપુર અને ત્યાંથી પંઢરપુર ગયાં. પંઢરપુરમાં તેણે શ્રી વિઠુબાને પ્રણામ કર્યા, અને ત્યાંથી પૂણે પોતાના પુત્રને મળવા ગયો. જેજુરીમાં પિતાનો સત્કાર કરવા માટે શિવાજીએ મોટી તૈયારીઓ કરી રાખેલી હતી. પિતાને મળવા તેની સામા કેટલાક માઇલ સુધી તે પગે ચાલીને ગયા. જેજુરીમાં શ્રી ખંડોબાના મંદિરમાં પિતાપુત્રનો મેળાપ કરવા માટે મોરોપંત પેશ્વાએ શુભ મુહૂર્ત્ત (ઘડી) નક્કી કર્યું હતું. પિતા–પુત્ર બહુ લાંબા સમયના વિયોગ પછી મળવાના છે તેથી તેમનો મેળાપ મંદિરમાં થાય એવું ઠરાવવામાં આવેલું હતું; અને તે મેળાપ ધાર્મિક વિધિ અનુસાર થવો જોઈએ એવી યોજના પણ કરવામાં આવી હતી. શિવાજી પહેલવહેલો શાહાજીને પગે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરીને નમ્યા. શાહાજીએ તેમને ઉભા કર્યા અને છાતી સરસા ચાંપ્યા. શાહાજી રાજા પછી પાલખીમાં બેસીને છાવણી તરફ ગયો, અને આખે રસ્તે તે વિનયશીલ પુત્ર પાલખીને હાથ અડકાડી રાખીને પગે ચાલતા ત્યાં આવ્યા શિવાજીએ પોતાના પિતા પ્રત્યે આટલો બધો અપૂર્વ પ્રેમ બતાવ્યો તે જોઈને પ્રેક્ષક-જન તો બધા ચકિતજ થઈ ગયા.

પછી શિવાજી પોતાના બે હાથ જોડીને પિતાની ક્ષમા માગતા હોય તેમ તે સંમુખ ઉભા રહ્યા. શાહાજી પુત્રની આટલી બધી નમ્રતા અને દીનતા જોઈને પ્રેમથી પીગળી ગયો. તેણે પોતાના પુત્રને છાતી સરસો ચાંપ્યો, અને તેની પિતૃભક્તિ અને સુશીલ વર્ત્તન માટે તેની બહુ જ પ્રશંસા કરી. શિવાજીએ આગ્રહ કરીને પિતાને છ માસ લગી પોતાને ત્યાં જ રાખ્યા, અને તે દરમ્યાન અનેક રીતે તેમનું મન પ્રસન્ન રાખીને તેમની પ્રીતિ સંપાદન કરી. શાહાજી ત્યાર પછી કર્ણાટકમાં તાંજોર પાછો ગયો. બે વર્ષ પછી તુંગભદ્રા નદીને કાંઠે શિકાર કરતાં તે ઘોડા ઉપરથી નીચે પડચો અને તેથી સખ્ત ઇજા થયાથી તે મૃત્યુ પામ્યો. પિતાના મૃત્યુથી શિવાજી મહારાજને બહુજ શોક થયો. તેણે પરગટ્ટણ હલ્લીમાં પિતાના સ્મરણાર્થે એક વૃન્દાવન દેવડી જેવું કંઈ ઉભું–કરાવ્યું. તેના નિત્યપૂજનના ખર્ચ બદલ એક ગામ તેણે કૃષ્ણાર્પણ કર્યું હતું. શિવાજી પોતાના પિતા પ્રત્યે કેટલો બધો આદર બતાવતા તેની અદ્યાપિ તે વૃન્દાવન સાક્ષી પૂરે છે.

# ૨

# સ્વચ્છતા કે ચોક્ખાઈ.

અને

# ઠીકઠાકપણું.

[ વાંચોઃ—મરાઠી અને કાનડી વાચનમાળા પુ. ૧લું પાઠ ૯, અને ૨૧; પુ. ૨જું પાઠ ૩૨; પુ. ૩જું પાઠ ૧૯, ૨૪, અને ૩૫; પુ. ૪થું પાઠ ૫; પુ. ૫ મું પાઠ ૩ અને ૪૭; પુ. ૬ઠ્ઠું પાઠ ૧૨; અને ગુજરાતી વાચનમાળા પુ. ૧લું પાઠ ૯; પુ. ૨જું પાઠ ૩૨; અને પુ. ૩જું પાઠ ૧૮. ]

( ૧૨ )

જલાલ નામે ધર્મોપદેશક ( જેમનો જન્મ હીઝરી સને ૬૦૪ માં અને ઇ: સ. ૧૨૦૭ માં બલ્ખ નામે નગરમાં થયો હતો ) તેમને વિષે એવું કહેવાયલું છે કે એક દિવસે તેમને મુસલમાન ધર્મ નહિ પાળનારો એક કસાઈ મળ્યો. કસાઈ આર્મિનિઆનો રહીશ હતો, તેણે જલાલની ખ્યાતિ સાંભળેલી તેથી તેમના માનની ખાતર તેણે એમને સાત વાર સલામ કરી; અને તેના ઉત્તરમાં જલાલે પણ સાતવાર તેની સલામ પાછી વાળી. બીજા શખ્સો કદાચ તે નમ્ર કસાઈની પાસે થઈને ગયા હોત અને તેણે કરેલી સલામો ઉપર તેમણે લક્ષ પણ આપ્યું નહોત.

એના કરતાં પણ વધારે ઉતરતા દરજ્જાના માણસો પ્રત્યે—નાનાં છોકરાંઓ પ્રત્યે પણ—જલાલ નમ્રતા બતાવતા. એક વખત એવું બન્યું કે ફળીઆમાં છોકરાં રમતાં હતાં તેઓ જલાલને આવતા જોઈને તેમની તરફ દોડયાં અને તેમને સલામ કરી; અને છોકરાંઓને એમણે પણ સલામ કરી.

પણ એક નાનો છોકરો જે પાછળ રહી ગયો હતો, તેની પણ એ ટોળામાં મળી જઈને જમાલને સલામ કરવાની ઇચ્છા થઈ.

તેથી તે મોટે સાદે બોલ્યો: "હું આવું ત્યાં સુધી તમે જશો નહિ."

જલાલે તે છોકરાની વાટ જોઈ.

છોકરો દોડી આવ્યો અને સલામ કરી. જલાલે પણ તેને સલામ કરી.

આ પ્રમાણે જલાલે નાનાં છોકરાં પ્રત્યે નમ્રતા બતાવીને પોતાના મનની મોટાઈ જગતને જાહેર કરી.

* * * *

પોતાનાથી નીચા કે ઉતરતા દરજ્જાનું જે કોઈ હોય તેના પ્રત્યે માણસ આ પ્રમાણે નીચો નમે—અર્થાત્ નમ્રતા દર્શાવે—એજ નમ્રતાવાળા આત્માનું—પુરુષનું—સુંદર લક્ષણ છે. આ નાના એટલે ઉતરતા દરજ્જાના માણસને લક્ષમાં ન લેવો, તરછોડી નાખવો અગર ધિક્કારી કાઢવો એ સહેલું કામ છે. આમ છતાં એ ઉતરતા દરજ્જાના માણસની પ્રત્યે માન બતાવવામાં આવ્યું; અને મોટા વિશાળ કદનો હાથી પોતાના પગ પાસે આવેલા નાના બાળકને કચરી નાખવાને બદલે હળવે રહીને પોતાનો પગ ઉંચો કરીને તેને ઇજા કર્યા વિના બીજે ઠેકાણે મૂકે તે જોઈને આપણને જેટલો હર્ષ થાય તેટલોજ

હર્ષ આપણા હૃદયને આ વર્ત્તન—ઉંચા દરજ્જાનો માણસ ઉતરતા દરજ્જાના માણસને નમે એવું વર્ત્તન—જોઈને થાય છે.

* * * * * * * *

જ્યારે મહાપ્રતાપી શ્રી રામચન્દ્રજી અયોધ્યા નગરમાંથી રાજમહેલ છોડીને વનવાસાર્થે બહાર નીકળી પડયા, અને પોતે મનમાં જાણતા હતા કે ચૌદ વર્ષ સુધી પોતાને દુઃખ અને કષ્ટ સહન કરવાં પડશે, તે વખતે પોતાનાથી ચડીઆતા દરજ્જાનાં પોતાનાં માબાપ એ તેમને સાંભર્યા અને તેથી એમને નમ્રતાપૂર્વક નમીને તેમની રજા લીધી, અને જે લોકો તેમનાથી ઉતરતા દરજ્જાના હતા એ પણ તેમને સાંભર્યા. પોતાના રાજમહેલના દરવાજાની બહાર તે નીકળ્યા ત્યારે તેમની આસપાસ બહુજ લોક એકઠું વીંટળાઈ વળ્યું હતું.

પોતાના ગુરુની સામું જોઈને તેમણે કહ્યું કે; "આ પવિત્ર બ્રાહ્મણોના કલ્યાણાર્થે તમે સદા યત્ન કરવાની અને આખા વર્ષ પર્યન્ત તેમને જે કંઇ જોઈતું હોય તે આપવાની કૃપા કરશો."

ગરીબ લોકોને તેમણે ઉદારતાથી અન્ન આપ્યું, અને તે એવી રીતે કે જેથી તેમનાં હૃદય લાગણીથી પીગળ્યા વિના રહ્યાંજ નહિ.

પછીથી તેમણે પોતાના પુરુષનોકરોને તેમજ સ્રીનોકરોને બન્નેને બોલાવીને પોતાની આગળ એકઠાં કીધાં, અને ગુરુને વિનતિ કરીને કહ્યું કેઃ–

"ઓ, ગુરુજી, તમે એમનાં માબાપ હો તેવી રીતે તેમની તરફ વર્તજો અને તેમનું સઘળાંનું જતન—રક્ષણ—કરજો."

પછી સમસ્ત જનમંડળ સામું જોઈને તેમણે એમને કહ્યું:—" ઓ નગરવાસીઓ! મારા વનવાસના સમય દરમ્યાન મારા પિતાજી જે તમારા રાજા છે તેમની પ્રત્યે ભલમનસાઇથી વર્તજો અને મારાં માતુઃશ્રીને આશ્વાસન આપજો."

અને પછી પોતાના ગુરુજીના ચરણ સમીપ પોતાનું શિર નમાવીને શ્રી રામચન્દ્રજી વનમાં જવા નીકળી પડયા; અને નગરના ઘણાખરા લોકો તેમની સાથે કેટલેક સુધી ગયા અને રુદનનો અવાજ સંભળાયો.

રાજકુમાર શ્રી રામચન્દ્રજીએ બ્રાહ્મણોને, સેવકો (નોકરો) ને, અને પોતાના પિતા રાજાજીને-સર્વને વન્દન કર્યાં; અને એ બધાં વન્દનકાર્યોમાં સૌથી વધારે ઉમદા કાર્ય તો **સેવકોને** વન્દન કર્યું તે હતું.

એ ખરૂં છે કે ગુરુ રાજકુમાર શિષ્યો કરતાં વધારે સમજણવાળા હોય છે, પણ ઘણાય રાજકુમાર શિષ્યો અને વિદ્યાર્થીઓ પોતાના ગુરુ પ્રત્યે માનની દૃષ્ટિથી જોતા નથી. પોતાના ગુરુના કરતાં પોતાના મનની મર્યાદા કેટલી બધી વધારે સંકુચિત છે એ તેઓ જાણતા નથી.

રાજકુમાર પોતાના મનમાં (આપવડાઈથી) એમ પણ કહેશે કેઃ— "મારો દરજ્જો ગુરુના કરતાં ઉંચો છે. હું તેમના કરતાં શ્રેષ્ઠ છું."

હવે શ્રી રામચન્દ્રજી પોતાના ગુરુના કરતાં ઉંચા દરજ્જાના હતા; અને આપણે પૃષ્ઠ ૧૨મે વાંચ્યું તેમ યોગ્ય સમયે પાછા આવીને અને ગુરુ પાછા આવ્યા ત્યારે તેમની પ્રત્યે નમ્રતાવાળું વર્તન બતાવીને તેમણે પોતાની નમ્રતા બતાવી; અને વિશેષમાં, મનોવૃત્તિ વગેરેથી તેમણે જણાવ્યું હતું કે સમજણ અને વિદ્યામાં રાજકુંવરો કરતાં ગુરુ વધારે ઉંચું સ્થાન ભોગવે છે.

* * * * * * * *

નામીચા અલ્‌-મામૂનનો મિત્ર અલ્‌-મામૂનની સાથે એકજ ઓરડામાં સૂતો હતો; તે મિત્રે કહ્યું છે કેઃ-"એક રાત્રે હું જાગૃત હતો તોપણ અલ્‌-મામૂને એમ ધાર્યું કે હું નિદ્રાવશ છું. તેમને તે વખતે ઘણીજ ઉધરસ થઈ હતી, અને તે રાત્રે ઉધરસ ચઢી પણ હતી, પણ પોતાના મિત્રની નિદ્રાનો ભંગ ન થાય એવું કરવાને તે આતુર હતા. મેં મારી આંખ સહેજ ઉઘાડીને બારીક નજરથી એ શું કરે છે તે જોયા કર્યું. મેં જોયું કે અલ્‌-મામૂન પોતાના અંગરખાની બાંહ્ય મોં આગળ રાખીને પોતાની ઉધરસનો અવાજ થોડો બહાર જાય તેવું કરવા મથતા, પણ તેમાં પણ તે બરાબર ફાવ્યા નહિ તેથી આખરે પોતાના પલંગની પથારી સરસું પોતાનું મોં ઉંધું રાખીને એવા હેતુથી તે સૂઈ રહ્યા કે જેથી પોતાની ઉધરસનો અવાજ જેમ બને તેમ ઓછો બહાર જઈ શકે.

આ ઘણું ઉમદા કૃત્ય હતું. પોતાને ઉધરસ ખાવાનો હક્ક છે એવું તેમણે વાજબી રીતે કહ્યું હોત. તેમનો તેમ કરવાનો હક્ક પણ સંપૂર્ણ હતો જ. પણ પોતાની પાસે સૂતેલા મિત્રનો ઉંઘવાનો પણ તેટલોજ હક્ક હતો. બન્નેના એ રીતે હક્ક હતા ત્યારે હવે કોના હક્કને પ્રાધાન્ય આપવું? પોતાની નજદીક સૂતેલા મિત્રની નિદ્રામાં ખલેલ ન થવા દેવી એ એક રાજકુમાર તરીકેની મારી ફરજ જ છે એવું અલ્‌-મામૂન બરાબર જાણતા હતા. એ બન્નેમાંથી કોનો હક્ક વધારે છે એનો નિર્ણય કરવાની જરૂર જ નહોતી, કારણ કે રાજકુમારનો હક્ક ચઢિઆતો હતો તે વાત ઉઘાડી-સ્પષ્ટ-હતી. અલ્‌-મામૂનની રીતભાત

આટલી બધી સારી છે એવું તેમના મિત્રના જાણુવામાં નહતું. પોતાનું વર્ત્તન કેવું છે એ બીજા લોકો જોતા હોય તે વખતે કોઈ માણુસ પોતાની રીતભાત સારી દેખાડવાની તજવીજ કરે છે એવા દાખલા તમે ઘણીવાર જોયા હશે અને જોશો પણ ખરા. પણ અલ્-મામૂનનું વર્ત્તન જો કે તેમનો મિત્ર ઝીણી આંખ રાખીને જોયાં કરતો હતો તોપણ અલ્-મામૂન પોતે જાણુતા નહતા કે કોઈ બીજે પોતાનું વર્ત્તન જુએ છે.

પોતાને ઉધરસ આવવાથી બેચેની થએલી છે તેટલાજ કારણુથી પોતાના મિત્રની નિદ્રા બગાડવી એ વાજબી ન કહેવાય એવું અલ્-મામૂનની વિવેકબુદ્ધિને લાગવા' મણે એ મિત્રની પ્રત્યે આવું સારૂં વર્ત્તન દેખાડયું.

* * * * * * *

અબ્દુલ્લાહ્ ઇબ્નુલ્ મુબારક એક દિવસ એક માણુસને મળ્યા, તેણે છીંક ખાધી પણ તે વખતે રિવાજ મુજબ એમ ન કહ્યું કે "અલ્હમ્દો લિલ્લાહ" ("વખાણ ઈશ્વરનેજ માટે છે").

સઘળા સારી રીતભાતના માણુસો કરે છે તેમ તેણે નહિ કર્યું તે માટે તેને એમણે સખ્ત ઠપકો દીધો હોત. પણ એમણે એમ વિચાર્યું કે તે તેમ કરવું સરતચૂકથીજ ભૂલી ગયો હતો. તેથી એમણે તેને માત્ર પ્રશ્નજ કીધો કેઃ—"છીંક ખાનાર માણુસે છીંક ખાતી વખતે શું કહેવું જોઈએ?"

પેલા માણુસે તરતજ જવાબ આપ્યોઃ—"અલ્હમ્દો લિલ્લાહ". આ રીતે ભૂલ કરનાર માણુસે પોતાની ભૂલ સુધારી, અને તેના મનની લાગણી ન દુખાય તેવી રીતે તેની કને તેની ભૂલ એમણે સુધરાવી હતી. ગમે તે રીતે પણ તે ભૂલ કરનાર માણુસે પોતાને હાથે યોગ્ય શબ્દનો ફરીથી ઉચ્ચાર કર્યો.

ઘણા માણુસોએ તેને માત્ર નીચે લખેલી રીતે-આમજ-કહીને સુધાર્યો હોતઃ—"તું કેવો ભૂલ કરનાર માણુસ છે! તારામાં વધારે ડહાપણુ કે સમજણુની જરૂર છે! યોગ્ય શબ્દોનો ઉચ્ચાર કર્યા વિના છીંક ખાવી તે કેટલું બધું શરમભરેલું છે!"

---

## (૧૩)

બગદાદના ખલીફા મામૂનના વખતમાં એક માણુસ હતો, તેણે પોતાની જિંદગીનો બધો સમય અરબસ્તાનના રણુના એક ભાગમાંજ ગાળ્યો હતો. તે ભાગમાં મીઠા પાણીનો એક છાંટો પણ મળી શકતો નહિ, વર-

સાદનું ટીપું પણ પડવા પામતું નહિ, અને જે કંઈ પાણી અરબલોકોને ત્યાં પીવા માટે મળી શકતું તે સ્વાદે ખારૂં અને કડુચું હતું. એવામાં એક વખત દુકાળ પડ્યો, અને તેથી અરબલોકો ખોરાકની શોધમાં આમતેમ વીખરાઈ ગયા. એવામાં પેલો માણસ રણમાં આમતેમ ફરતો હતો તે વખતે સ્વચ્છ જળનું એક ખાબોચીઉં તેની નજરે પડયું. વાયુએ તેની ઉપરથી લીલ અને ધૂળને દૂર ખસેડી નાંખ્યાં હતાં, અને દેખાવમાં તે જળ સુન્દર લાગતું હતું, અને વળી ચાખી જોયું તો તેને સ્વાદે પણ તે ઠીક લાગ્યું. તે જળ વરસાદનું હતું, અને સ્વાદમાં જોકે ઘણુંજ મીઠું નહતું તોપણ તે જળ તે અરબે જિન્દગીમાં કોઈ પણ દિવસ ચાખ્યું ન હોય તેવા સારા સ્વાદવાળું તેને લાગ્યું.

તેણે કહ્યું:—“ આ સ્વર્ગનું જળ છે. તેનું શું કરવું તે મને સુઝયું છે. આ પાણી જોઈને ખલીફાસાહેબ રાજી થશે તેથી હું આમાંથી થોડુંક જળ તેમની કને લઈ જઈશ, અને તે ખુશ થયા હશે તે વખતે મારા જાત ભાઈઓ જે ભૂખથી પીડાય છે તેમને માટે કંઈક હું તેમની કનેથી માગી લઈશ.”

પછી, મશકમાં વરસાદનું એ પાણી ભરી લઈને તે તૈગ્રિસ નદીને કાંઠે આવેલા બગદાદ નગર તરફ જવા નીકળી પડયો.

ભપકાદાર પોશાક પહેરેલા અમલદારો અને રાજદરબારીઓ અને અમીર ઉમરાવોની સાથે શિકાર કરવા માટે નીકળી પડેલા ખલીફા મામૂન ખુદ તેને રસ્તામાંજ ભેગા થયા.

અરબે તેમને સલામ કરીને કહ્યું:—

“ અમીરૂલ્મોમિનીન ”–( “ ખુદાની તમારા ઉપર મહેરબાની થાઓ. ” ).

ખલીફાસાહેબે પૂછ્યું—“ તું ક્યાંથી આવે છે ? ”

અરબે જવાબ આપ્યો:—“ દુકાળથી પિડાઈને હજારો લોકો જ્યાં મૃત્યુ પામે છે એવા રણના કમનસીબ પ્રદેશમાંથીજ. ”

ખલીફાસાહેબે પૂછ્યું:—“ તું ક્યાં જાય છે ? ”

અરબે કહ્યું:—“ હું આપને માટે એક ઘણીજ સુન્દર અને કીમતી બક્ષિસ આપવા માટે આવ્યો છું. ”

ખલીફાસાહેબે કહ્યું:—“ તે મને બતાવ તો. ”

અરબે તેમને મશક બતાવીને તેમાંથી થોડુંક પાણી પ્યાલામાં રેડયું, અને તે પ્યાલો ઘોડાવાળાની મારફત ખલીફાને પહોંચાડયો.

ખલીફાસાહેબે પ્યાલો હાથમાં લીધો, અને તેમાંથી માત્ર એકજ ટીપું પીને તે અટકયા. મશકને લીધે પાણીનો સ્વાદ બગડયો હતો અને તેથી તે પાણી તેમને ભાવ્યું નહિ, પણ અરબે તો દૃઢતાપૂર્વક માન્યુંજ હતું કે પાણી સ્વર્ગનુંજ છે.

ખલીફાસાહેબે અરબને કહ્યું કેઃ—"તું કહે છે તે ખરૂં હશે પણ બધાને આ ઉત્તમ પાણી પાતો મા."

ખલીફા મામને પેલા પ્યાલામાંનું પાણી પોતાના કુંજામાં રેડી દેવાનું અને તેને કોઈ અડકે નહિ તેવી જગાએ મૂકવાનું ઘોડાવાળાને કહ્યું.

પછી ખલીફાસાહેબે પેલા અરબને ૧૦૦૦ દીનાર (સોનાના સિક્કા) આપીને કહ્યું કેઃ—"આ પૈસા લઈને તું એકદમ ઘેર જા અને તારા જાતભાઈઓને અને પાડોશીઓને મદદ કર."

અને તે અરબ રાજી થઈ ચાલ્યો ગયો.

મુખ્ય ઉમરાવોએ ખલીફાસાહેબને પૂછ્યુંઃ-"જે પાણી વિષે આપે કહ્યું કે એ તારે બીજા કોઈને ન પાવું તે પાણી માટે આપે એ માણસને એવડી મોટી બક્ષિસ શા કારણથી આપી? અને તેને પાછા જવાનું અને બગદાદ જેવા સુન્દર શહેરમાં ફરી નહિ આવવાનું શા સબબથી ફરમાવ્યું?"

ખલીફાસાહેબે જવાબ આપ્યો કેઃ—"એમ કરવાનું કારણ એટલુંજ કે જો તે બગદાદ સુધી ગયો હોત અને તૈગ્રિસ નદીનું મીઠું પાણી તેણે ચાખ્યું હોત તો વરસાદનું પાણી કેવું ગંદું છે, એની ખાતરી થવાથી પોતાની ભૂલ તેના જાણવામાં આવી હોત. જે આપણા સ્વાદને સારૂં ન લાગ્યું તે તેના સ્વાદને મધુરૂં લાગ્યું.

તેને ઝંખવાણો પાડી નાખવાનો મારો ઈરાદો નહતો, અને મને "સ્વર્ગનું જળ" આપ્યું એવા વિચારથી રાજી થતો થતો તે પોતાને ઘેર ચાલ્યો ગયો."

"તેને ઝંખવાણો પાડી નાખવાનો મારો ઈરાદો નહતો—" ખલીફ સાહેબના આ ઉમદા શબ્દો તમારે લક્ષમાં રાખવાના છે. નમ્રતા કે સારી રીતભાતનું આ સર્વોત્તમ દૃષ્ટાંત છે.

* * * * * * * *

ઉત્તરધ્રુવના-હિમ અને બરફના મુલકોમાં ઉત્તર અમેરિકામાં વસતા એક યુવાન્ એસ્કિમોએ માત્ર આજ કારણથી-એટલે પોતાના પાડોશીને ઝંખવાણો

ન પાડી દેવો એવાજ સબબથી—એકવાર પોતાની ભાષા ખોટી રીતે ઉચ્ચારી હતી. તેને એક વખત એક અમેરિકન અમલદાર મળ્યો; તે અમલદાર એસ્કિમો ભાષાનું ઘણું સારૂં જ્ઞાન ધરાવતો નહતો, અને શબ્દોનો ઉચ્ચાર ખોટી રીતે કરતો હતો. અમેરિકન અમલદાર બોલવામાં શી શી ભૂલો કરે છે તે કંઈ પેલા એસ્કિમોની જાણ કે લક્ષ બહાર હતું જ નહિ, તોપણ પોતાના સાથીની સ્થિતિ કફોડી અને ગુંચવણભરેલી ન થાય તે સબબથી એણે કરેલા ઉચ્ચાર એની પેઠેજ ભૂલભરેલી રીતે તે યુવાન્ એસ્કિમો પણ કરતો.

દક્ષિણવાસીઓના કરતાં એસ્કિમોના રીતરિવાજ જુદી તરેહના હોય છે. તેઓ ( એસ્કિમો ) ઘણુંજ માંસ ખાય છે, અને તેઓ અંગ્રેજોને અગર હિન્દુઓને ઘણા ગંદા લાગશે, તોપણ વિનય કે નમ્રતા શું છે તે તેઓ બરાબર ( સારી રીતે ) જાણે છે.

* * * * * * * *

આપણે કેવી રીતે વર્તવું તે બતાવવા માટે પુસ્તકો લખાએલાં છે; અને વિનય કે નમ્રતાના નિયમો પણ તેમાંથી જોઈએ તેટલા મળી આવશે.

દૃષ્ટાંત તરીકે એક અરબ શિખામણ એવી છે કેઃ—

" નીચેના ત્રણ પ્રસંગ સિવાય જુવાનીઆઓએ પોતાના વડીલોની આગળ આગળ કદાપિ ચાલવું નહિઃ—

( ૧ ) રાત્રિએ,

( ૨ ) નદી કે ઝરો ઓળંગતી વખતે,

અને ( ૩ ) ઘોડેસ્વારો સામા આવતા હોય ત્યારે.

આ ત્રણ અપવાદ રાખવાનાં કારણો વિષે તમે અનુમાન કર્યુંજ હશે. રાત્રિએ જુવાનીઆએ જોખમ પહેલું—આગળ પડીને—વહોરવું જોઈએ. નદીની ઉંડાઈ તેમણે જ અગાઉથી જાણવી જોઈએ. દોડતા આવતા ઘોડે-સ્વારો રિપુ છે કે મિત્રો એ વિષે તેમણે જ પહેલી ખાતરી કરવી જોઈએ. અને જોકે 'નિયમો'—એ સારી ( લાભદાયક ) વસ્તુ છે, તોપણ સારી રીત-ભાત માત્ર નિયમો ઉપરથી શિખાતી નથી પણ અંતઃકરણમાં લાગણી હોય તો ઉમળકો સ્વાભાવિક રીતેજ આવે છે.

છેવટ, જો હું તમને પૂછું કે આપણા મિત્રો પ્રત્યે ભલમનસાઇથી આપણે વર્તવું જોઈએ કે નહિ, ત્યારે તમે સૌ કહેશો કે " હા. " પણ આ દુનિયામાં જેમ ઘણાને દુશ્મનો હોય છે તેમ તમને પણ હશે જ,

તેમના તરફ તમારે દયા રાખવી કે નહિ એવું હું તમને પૂછું તો તમે શું કહેશો ?

જણાવતાં ખેદ થાય છે કે ઇ. સ. ૧૯૦૫ માં રશિયન અને જાપાની પ્રજાવચ્ચે યુદ્ધ ચાલ્યું હતું. પોર્ટ આર્થર નામના બંદરની આગળ–આસપાસ–જાપાનીઓએ ખાઈઓ ખોદી હતી; અને એ મજબુત કિલ્લાની દિવાલ પાસે તેઓ તે રીતે આવી પહોંચ્યા હતા.

એક દિવસે જાપાનીઓની ખાઈમાં એક કાગળનું પરબીડીયું પડેલું હાથ લાગ્યું. કિલ્લામાંથી એક રશિઅન સૈનિકે તે ત્યાં ફેંક્યું હતું.

તે પરબીડીયું ઉઘાડવામાં આવ્યું. તેમાં રશિયન સૈનિકના હાથનો લખેલો એક પત્ર હતો. તેમાં તેણે લખ્યું હતું કે, " મારી માને સંદેશો મોકલવાની મને બહુ ઇચ્છા છે, પણ તેમ કરવાનું મારી કને સાધન નથી. એમ છતાં મારો આ પત્ર ત્યાં પહોંચાડવા જેટલી કૃપા કોઈ જાપાની બન્ધુ કરશે એવી હું આશા રાખું છું; " અને તેણે એ પત્ર એ પરબીડીયામાં નાખ્યો હતો, અને તે લઈ જવાના ખર્ચ બદલ એક સોનામહોર પણ પરબીડીયામાં ભેગી નાખી હતી.

જે જાપાની સૈનિકના હાથમાં તે પરબીડીયું આવ્યું તેણે તે લઈને પોતાના ઉપરી અમલદારના હાથમાં મૂક્યું. તે અમલદારે તે સંદેશો તે રશિયન સૈનિકની માને તાર મારફત તરત પહોંચડાવ્યો; અને તે સંદેશો તેની માને પહોંચડાવ્યો છે એવા ખબરનું એક કાગળીયું રશિઅન સૈનિકના જાણવા માટે કિલ્લામાં નાખવામાં આવ્યું હતું.

આ પ્રમાણે સંગ્રામમાં પણ વિનયનાં ઉમદા દૃષ્ટાંતો જોવામાં આવે છે ખરાં !

## ૪

## સોબતીઓ પ્રત્યે, ગરીબ અને નિરાધાર માણસો પ્રત્યે, અને જાનવરો પ્રત્યે બતાવવાની દયા.

[ **વાંચો:**—વર્નાક્યુલર વાચનમાળા પુસ્તક ૧ લું, પાઠ ૧૫ અને ૨૦. ]

## (૧૪)

# રોહીદાસ.

મહાત્મા રોહીદાસજી જાતે ચમાર હતા, અને જોડા સીવવાનો ધંધો કરતા હતા. તે વિષ્ણુના પરમ ભક્ત હતા, અને પોતાના ધંધાનો કેટલોક વખત તે ઈશ્વરભજનમાં ગાળતા, તે સ્વભાવે જ ઉદાર અને દાનેશ્વરી હતા, અને કોઈ સાધુ પુરુષ કે પવિત્ર અભ્યાગતને જોતા કે તરત જ તેને તે પગરખાંની જોડનું દાન કરતા. ઈશ્વરનું સ્તવન કરતી વખતે પોતાનું સમગ્રચિત્ત ઈશ્વરમાં ચોંટે એ હેતુથી તેમણે ચામડાની એક વિષ્ણુની મૂર્તિ બનાવી રાખી. એક દિવસે મહાત્મા કબીરજી મહાત્મા રોહીદાસજીને ઘેર મળવા આવ્યા. ચામડાની મૂર્તિ જોઈને તેમણે રોહીદાસજીને પૂછ્યું કે: "આ શું છે?" રોહીદાસજીએ જવાબ આપ્યો કે "મારો પરમેશ્વર એ ચામડાની મૂર્તિમાં રહ્યા છે, અને તેની સેવા કરવા માટે મેં મૂર્તિ બનાવી છે." આ પ્રમાણે ચામડાની મૂર્તિની પૂજા કરવા માટે અને વિષ્ણુ ભગવાન તેમાં રહેલા છે એવું કહેવા માટે કબીરજીએ રોહીદાસજીને હસી કાઢ્યા. તે ઉપરથી રોહીદાસજીએ હસીને જવાબ આપ્યો કે: "સઘળાં મનુષ્યનાં શરીર પણ શું ચામડાંનાં બનેલાં નથી?" અને આપણાં ગીતાજી વગેરે ધર્મશાસ્ત્રનાં પુસ્તકોમાં નથી કહ્યું કે: 'પરમાત્મા મનુષ્યના હૃદયમાંજ વસેલો છે?' આ કારણથી પરમેશ્વર મનુષ્યનાં ચામડાના બનાવેલા દેહમાં વસેલો છે ત્યારે ચામડાની બનાવેલી આ મૂર્તિમાં પણ તે શું ના રહી શકે?" આ જવાબ સાંભળીને મહાત્મા કબીરજી ચૂપ થઈ ગયા!

જે કંઈ મહાત્મા રોહીદાસજી પોતાના ધંધામાં—જોડા સીવવાના ધંધામાં—રળતા તે ધર્માદામાં ખરચી નાખતા, અને જોકે તે જાતે ચમાર હતા તોપણ શુદ્ધ ભક્ત અને પરોપકારી પુરુષ તરીકે તેમનું નામ એટલું બધું તો મશહૂર હતું કે દેશના બધા ભાગમાંથી સાધુઓ અને વેરાગીઓ તેમનાં ભજન અને કીર્તન સાંભળવા તેમને ઘેર આવતા. એક દિવસે એક વેરાગીએ રોહીદાસજીને ઘેર આવીને તેમને કહ્યું કે હું કાશી યાત્રાર્થે જાઉં છઉં. રોહીદાસજીએ તેને યાત્રાનું ખર્ચ આપ્યું. અને વેરાગીએ તેમને પૂછ્યું કે 'પવિત્ર ગંગાજીમાં આપના તરફથી કાંઈ ભેટ નાખવાની ઇચ્છા છે?' તેના જવાબમાં રોહીદાસજીએ તેના હાથમાં એક પૈસો મૂકીને કહ્યું કે "આ પૈસો મારી નમ્ર ભેટ તરીકે ગંગાજીમાં નાખજો." વેરાગી પછી કાશી

ગયો, અને ગંગાજીમાં સ્નાન કરીને પેલો પૈસો તેમાં નાખીને બે હાથ જોડીને ગંગાજીને પગે લાગ્યો. દંતકથા એવી છે કે તેજ વખતે એક કુમારિકા ગંગાના પ્રવાહમાંથી બહાર નીકળી અને તેણે વેરાગીના હાથમાં એક મોતીનું કંકણ મૂકીને કહ્યું કે "આ ગંગાજીનો પ્રસાદ છે તે રોહીદાસજીને આપજે." વેરાગીએ ઘેર જતાં એ પ્રસાદ રોહીદાસજીને પહોંચાડ્યો. ત્યાર પછી ઘણાં વર્ષો વીત્યા પછી રોહીદાસજીને ઘેર એક દિવસ ઘણા પવિત્ર સાધુઓ અને યાત્રાળુઓ આવ્યા હતા, ત્યારે તેમને સઘળાને જમાડવા જેટલા પૈસા તેમની કને નહિ હોવાથી, એવું કહેવાય છે કે તેમણે એ કંકણ વેચ્યું હતું. અને તેમાંથી જે પૈસા ઉપજ્યા તે વડે તેમણે ભૂખ્યા સાધુઓને અને યાત્રાળુઓને અન્ન ખવડાવ્યું હતું.

---

## (૧૫)

### "ઊંટ કઈ બાજુ તરફ બેસશે તે અગાઉથી ચોક્કસ રીતે કહી શકાશે નહિ"

### યાને

### "આપણા ઉપર દુઃખ ક્યારે આવી પડશે તેની આપણને અગાઉથી ખબર હોતી નથી."

ઉપર લખેલી કહેવત એક ઊંટની વાર્તા ઉપરથી ઉપસ્થિત થયલી છે. તે વાર્તા એવી છે કે એક દિવસ એક ઊંટ અરણ્યમાં મુસાફરી કરતું હતું, તેની એક બાજુએ લીલો ભાજીપાલો લાદેલો હતો, અને બીજી બાજુએ માટીનાં વાસણ લાદેલાં હતાં. ભાજીપાલાનો માલીક કાછીઓ અને વાસણનો માલીક કુંભાર એ બન્ને ઊંટની સાથે સાથેજ ચાલતા હતા. રસ્તામાં તે ઊંટ પોતાનું મોં વારંવાર ફેરવીને પેલો ભાજીપાલો ખાઈ જતું હતું તે જોઈને પેલો કુંભાર મનમાં ખૂબ હસતો હતો; અને વળી, સ્વભાવે મૂર્ખ હોવાથી, તે પોતાના મિત્ર કાછીઆને તે વિષે કહીને ખૂબ તેને ચીઢવતો હતો-તેની મશ્કરી કરતો હતો. કાછીઓ અનુભવી, દીર્ઘદષ્ટિવાળો અને પહોંચેલો હતો તેથી પ્રથમ તો તેણે ગંભીર થઈને ચૂપકીજ પકડી હતી; પણ મધ્યાહ્ન થતાં જ્યારે તેઓ વિશ્રાન્તિને અર્થે થોભ્યા, ત્યારે ઊંટે પણ બેસવાનો દૃઢ નિશ્ચય કીધો; અને જે બાજુએ વાસણ લાદેલાં હતાં, તે બાજુએ ભાર પુષ્કળ થયલો હોવાથી તે તરફ ઊંટ સ્વાભાવિક રીતે નીચું નમ્યું; અને તેથી તે બાજુએ લાદેલાં વાસણોના ચૂરેચૂરા થઇ ગયા! પછી પેલા

કાછીઆએ કુંભારની સામું જોઈને કરડાગીમાં ( કટાક્ષમાં ) કહ્યું કેઃ "ઊંટ કઈ બાજુએ બેસશે તે અગાઉથી ચોક્કસ રીતે કહી શકાશે નહિ !"

આ વાર્તા ઉપરથી તમારે એ **બોધ** લેવાનો છે કે પેલો કુંભાર પોતાના કાછીઆ મિત્રના માલને નુકસાન પહોંચતું જોઈને તેની ઉપર દયા લાવવાને બદલે તેની પુષ્કળ મશ્કરી કરતો. પોતાના મિત્રના નુકસાને તેના મનપર જરાકે અસર કીધી નહોતી, પણ પોતાનાંજ વાસણોના ચૂરેચૂરા જ્યારે થઈ ગયા ત્યારે તેના મનને બહુ ખેદ થયો. અન્યનું સંકટ જોઈને કોઈ મનુષ્યે હસવું ન જોઈએ, કારણ કે પોતાને માથે વાદળ ક્યારે ચઢી આવશે તેની કોઈનેજ અગાઉથી ખબર હોતી નથી. પોતાના માલને નુકસાન પહોંચેલું જોઈને આપણે ખિન્ન થઈએ ત્યારે અન્યના એવી તરેહના અગર બીજી કોઈ જાતના નુકસાનના સમયે આપણે દયા કે અનુકંપા દર્શાવવી જોઈએ એ આપણો ધર્મ છે.

---

## ( ૧૬ )

મહાત્મા કબીરજી ઈ. સ. ના ૧૫ મા સૈકામાં થઈ ગયા. એક વખત "તમે ખોટા ધર્મનો બોધ કરો છો" એવો તેમની ઉપર આરોપ મૂકીને દિલ્હીના મુસલમાન **પાદશાહની** હજુરમાં તેમને આણવામાં આવ્યા હતા. **પાદશાહના** ફરમાનથી તેમને પછી પુષ્કળ પથરાથી ભરેલી હોડીમાં બેસાડવામાં આવ્યા. હોડી પથરાના ભારથી પાણીમાં ડૂબીને નીચે બેઠી, પણ કબીરજીએ પાણી ઉપર તર્યા કીધું ! પછી તેમને એક ઝુંપડીમાં તાળુ મારીને પૂર્યા અને ઝુંપડીને સળગાવી મારી, તોપણ તે દાઝયા નહિ–તેમના શરીરને જરાએ આંચ આવી નહિ ! આખરે, **પાદશાહે** તેમને હાથીના પગ તળે કચરી નાખવાનો હુકમ કીધો, પણ એવામાં એક સિંહે અણચિંત્યા આવીને હાથીને નસાડી મૂક્યો ! જેની ઉપર પોતે સજાના હુકમો પસાર કીધા તે તો એક પવિત્ર મહાત્મા છે એવી આથી તે **પાદશાહને** ખાતરી થવાથી, તેણે તેમની માફી માગીને કહ્યું કેઃ "કબીરજી, આપ મારી ઉપર જે સજા ફરમાવશો તેને તાબે થવા હું કબૂલ છું."

કબીરજીએ **પાદશાહને** ઉત્તર આપ્યોઃ "જે માણસે આપણે માટે કાંટાનું બિછાનું પાથર્યું હોય તેને માટે આપણે ફૂલનું બિછાનું પાથરી દેવું જોઈએ" અર્થાત્ "અપકારનો બદલો મનુષ્યે ઉપકારથી વાળવો ઘટે છે." આ પ્રમાણે પાદશાહે જે કંઈ કષ્ટ નાખ્યું હતું તે સર્વ માટે કબીરજીએ **પાદશાહને** ક્ષમા આપી !

## ( ૧૭ )

**રાજર્ષિ ભર્તૃહરિ** જે આશરે એક હજાર વર્ષ ઉપર થઈ ગયા તેમણે કહ્યું છે કેઃ—

"પ્રાણિમાત્રને ઈજા સરખી પણ ન કરવી; પરાયું ધન ચોરતાં ચિત્તને વારવું; સત્ય બોલવું; યથાકાળે યથાશક્તિ દાન કરવું; લાભની આશાને તેની યોગ્ય મર્યાદાની બહાર જવા ન દેવી; વડીલો કે મુરબ્બીઓ પ્રત્યે નમ્રતા કે વિનયવાળું વર્તન રાખવું; અને ભૂતમાત્ર ઉપર–પ્રાણિમાત્ર ઉપર–દયા અને માયાળુપણું રાખવાં:—આ ધર્મશાસ્ત્રમાં નિર્દેશેલો–સૂચવેલો–સર્વ પ્રકારના લાભ અને કલ્યાણનો સાચો માર્ગ છે."

---

## ( ૧૮ )

**ચીનના** લોકો પોતાના **પાદશાહ** વિષે એક સમયે કહેતા હતા કે "આપણો **પાદશાહ** ન્યાયદૃષ્ટિવાળો છે, કારણકે ગરીબની દાદ સાંભળવાને તે સદા તત્પર છે."

અરે, પણ એક દિવસ એવો આવ્યો કે રાજા સાંભળતો બંધ થયો–તે એકદમ બહેરો થઈ ગયો. મધુર કંઠવાળા પક્ષીઓનાં ગાયન, પવનની લ્હેરોના સુસવાટા કે મનુષ્યોના બોલ્યાનો શોરબકોર–આમાંનું કંઈ પણ તે હવે સાંભળી શકતો નહિ.

રાજાને આથી રડવું બહુ આવતું, અને રાજદરબારમાં જે અમીર ઉમરાવો તેની પાસે બેસતા હતા તેઓએ તેને એ માટે શોચ નહિ ધરવાનું, હાથ અને મોંના ઈશારા કરીને અથવા વાંચનાર્થે કાગળ ઉપર લખીને જણાવવાનું તેને ઘણુંએ વિનવ્યું.

પણ તેણે એમને જવાબ આપ્યો કેઃ "ના, ના, તમે એમ ન ધારશો કે મને પોતાને અડચણ વેઠવી પડે છે તે કારણથી અથવા તો આ વ્યાધિ કે દર્દથી મારે પીડા સહન કરવી પડશે એવી દહેશતના કારણથી હું દિલગીર થાઉં છું. ગરીબ અને નિરાધારની ફરીયાદો હવે હું સાંભળી નહિ શકું એજ મારા શોકનું મુખ્ય કારણ છે."

આ શબ્દો સાંભળી સઘળા ચૂપજ થઈ ગયા. રાજાને શી રીતે આશ્વાસન આપવું તે કોઈને સુઝયું નહિ.

પછી રાજા થોડી વારમાં બોલી ઉઠયો:—"પણ, રહો, મને એક યુક્તિ જડી છે. લોકોને જાહેર ઢંઢેરો પીટાવીને કહી દો કે તેમણે કોઈ એ જ્યાં સુધી મારી મદદની જરૂર તેમને ન પડે ત્યાં સુધી કોઈ પણ દિવસ રાતાં વસ્ત્ર પહેરવાં નહિ. જ્યારે જ્યારે હું કોઈ પણ પુરુષ કે સ્ત્રીને રાતા પોશાકમાં જોઈશ ત્યારે હું મારા મનમાં સમજીશ કે એને મારી મદદની જરૂર છે, એ રીતે હું બહેરો છતાં પણ તેની ફરીયાદ સાંભળી શકીશ, અને દુ:ખી માણસના દુ:ખનું નિવારણ કરીને હું સંતુષ્ટ થઈશ."

**પાદ**શાહ કાને સાંભળતો બંધ થયો તોપણ તેનું દયાળુ અંતઃકરણ પોતાનાં દયાનાં કામ બજાવેજ ગયું! ગરીબ અને દુ:ખી માણસોની અડચણો જાણવાનો અને તેને દૂર કરવાનો તેણે નવોજ માર્ગ શોધી કાઢયો!

---

## ( ૧૯ )

એક દિવસ એવું બન્યું કે કોઈ એક માણસ એક લગડાના કડકામાં નાનાં પક્ષીઓનો માળો લપેટી તે લઈને **પેગંબર હઝરત મહંમદ સાહેબ** ( સ. અ. ) આગળ આવી ઊભો, અને તેમને બતાવીને કહ્યું કે:-"અય હઝરત, એક જંગલમાં ફરતાં મને આ પક્ષીઓ હાથ લાગ્યાં છે. પક્ષીનાં નાનાં બચ્ચાંનો ચીંચીં કરતો અવાજ સાંભળીને મેં ઉંચે ઝાડ ઉપર જોયું તો મને આ માળો હાથ લાગ્યો."

**હઝરત સાહેબે** કહ્યું:—"એ માળો ભોંયપર મૂક." પછી માદા ઊડતી ઊડતી નીચે આવી અને માળા ઉપર એક બાજુ બેઠી અને પોતાનાં બચ્ચાંને જોઈને હર્ષથી ઘેલી થઈ ગઈ હોય તેવી દેખાઈ.

પછી **હઝરત સાહેબે** તે માણસને તે બચ્ચાં જે જગાએથી તે લઈ આવ્યો હતો તેજ જગાએ પાછા જઈને મૂકી આવવાનો હુકમ કીધો અને વિશેષમાં તેને નીચે પ્રમાણે ઉપદેશ કર્યો:—

"બધાં જાનવરોપર દયા લાવ. તને લઈ જવાની તેમનામાં શક્તિ હોય ત્યાં સુધી તું તેમની ઉપર સ્વારી કરજે. તે થાકી જાય ત્યારે તેમની ઉપરથી તું ઉતરી જજે. તે તરસ્યાં થાય ત્યારે તેમને તું પાણી પાજે."

આખી પૃથ્વી ઉપર સર્વત્ર કેટલાંક જાનવરો માણસોના મિત્રો જેવાં થયાં છે એટલુંજ નહિ પણ તેમનાં કુટુંબનાંજ જાણે માણસો હોય તેવાં થઈ રહ્યાં છે એ જોઈને ખરેખર આપણે રાજી થવાનું છે.

તેનાં ઉદાહરણો નીચે આપ્યાં છેઃ—

ઉત્તરમાં આવેલા ઘણી ઠંડીવાળા પ્રદેશોમાં બરફ ઉપર પૈડાં વિનાની દેશીઓની ગાડીઓ હાંકવા માટે એસ્કીમો જાતના કુતરાને કે રેન્ડીયર નામના સાબરની જાતનાં જાનવરોનેજ જોડવામાં આવે છે; અને રેન્ડીયર તેના ધણીને દૂધ, માંસ, હાડકાં, ચામડું અને શિંગડાં પુરાં પાડે છે.

અરબસ્તાનના રણના રેતાળ પ્રદેશોમાં થઈને પોતાના શેઠના માલનું લઈ જવા લાવવાનું કામ હજારો વર્ષ થયાં ઊંટજ કરે છે; અને ઉમદા હઝરત મહંમદ પેગંબર સાહેબ (સ. અ.) પોતે પણ પોતાની યુવાવસ્થામાં ઊંટ ઉપરજ સ્વારી કરતા હતા.

સેંકડો વર્ષ સુધી યૂરોપમાં હળને બળદજ જોડવામાં આવતા; અને હાલમાં પણ એ ખંડના કેટલાક દેશોમાં એ કામ બળદજ કરે છે; અને યૂરોપના ચિતારાઓને ગાય એ વહાલું જાનવર છે. આ ઉપયોગી અને દૂધ દેનારૂં પ્રાણી નદી કિનારે ઉભું હોય અગર લીલા ઘાસની જમીન ઉપર ચરતું હોય એવી સ્થિતિમાં એનું ચિત્ર ચીતરવું એ ચિતારાઓને બહુ પ્રિય કાર્ય હોય છે.

ઘોડો યુદ્ધમાં અને ખેતરોમાં અને ગામના ઉદ્યોગી ફળીયામાં મનુષ્યને ઘણો ઉપયોગી થયો છે; "તેની ગરદન ઉપર વિજળી રાખે છે" એવું બાઇબલમાં કહ્યું છે તેનો અર્થ એ કે યુદ્ધમાં સીધો ધસારો કરીને તે દુશ્મનની ઉપર તૂટી પડે છે ત્યારે આકાશનાં વિજળી અને ગર્જનાના જેટલા જોરથી તે તૂટી પડતો હોય તેવો દેખાય છે.

ઘેટાં અસંખ્ય ખીણોમાં અને ડુંગરા અને પર્વતોના ઢોળાવ વાળી બાજુઓ ઉપર ચરે છે, અને 'ભરવાડ' એ કવિઓનાં કાવ્યોનો પ્રિય વિષય છે. ખ્રિસ્તિ ધર્મ પાળનારા લોકોમાં ભરવાડનું નામ પવિત્ર છે, કારણ કે જેવી રીતે ભરવાડ પોતાનાં ઘેટાંનાં ટોળાંની રખેવાળી કરે છે તેવીજ રીતે-તેવાજ પ્રેમથી-પોતાના પ્રિય અનુયાયીઓનું રક્ષણ કરતો હોય એવો ભલો-દયાળુ ભરવાડ ( 'ગુડ શેપર્ડ' )-એ નામથી ઈસુ ( લૉર્ડ જીસસ ) ક્રાઇસ્ટ પોતે ઓળખાય છે.

ઇંગ્લંડમાં વાચા વિનાનાં પ્રાણીઓમાંથી સૌથી વધારે પ્રીતિ કૂતરા ઉપર દર્શાવવામાં આવે છે. કૂતરો ગામવાસીનો કે નગરવાસીનો સોબતી છે, રાતે ઘરની ચોકી કરે છે, સ્ત્રીઓનું લાડકવાયું પ્રાણી છે, નાનાં છોકરાંનો રમત ગમતનો સાથી છે, લોકોનાં ઘરમાં અગર જાહેર ચિત્રશાળામાં ટાંગેલાં ઉત્તમ ચિત્રો માટે નમૂનાની તે ગરજ સારે છે, અને યૂરોપના વાયવ્ય કોણમાં ડેનમાર્ક નામનો દેશ છે, ત્યાંના લોકોનો એક રિવાજ છે તે તમને કહેવાનું મને આ ઉપરથી મન થાય છે.

એ લોકો એમ માને છે કે લૉર્ડ ઇસુ ક્રાઇસ્ટના જન્મ દિવ
પહેલાંનો દિવસ જેને 'ક્રિસ્ટ્મસ ઈવ્હ' કહે છે તે દિવસે સઘળાં ઢોર પો
તબેલામાં પોતાની મેળે ઉભાં થાય છે. તે દિવસે ગાયોને અને ઘોડાઓને સા
સારો ખોરાક આપવામાં આવે છે, અને સૂકું ઘાસ, અનાજ, અને ચણી
કઠોળ ખાવાનું મળતું હોવાથી તે દિવસને તેઓ ઉત્સવનો દિન માને છે

બપોર વીત્યા પછી સાંજે ઘરની ધણીયાણી રાત દિવસ ઘરની
દારીથી ચોકી કરનાર કૂતરાની બોડ પાસે વાડામાં જાય છે, અને
ગળામાંથી સાંકળનો બંધ કાઢી નાખે છે; કારણકે તે નાતાલનો સમય હોવ
તે વખતે લોકોના હૃદયમાં માયાળુપણું અને પ્રીતિ ઉભરાઇ આવેલાં રહે
અને માણસો અને જાનવરો સારા સોબતીઓ થઇ રહે છે.

તે સ્ત્રી કૂતરાને ઘરમાં લાવીને મોટા રોટલામાંથી એક કટકો કરીને
તે કટકો નાખે છે અને કહે છે કે "આ કટકો મારા ધણીનો અને
આપેલો છે, એમ સમજજે." કૂતરો નિરાંતે તે કટકો ખાઈ જાય છે,
તે તેને બીજો કટકો નાખે છે અને કહે છે કેઃ "આ કટકો મારાં છોક
આપેલો સમજજે."

આ કટકો પણ કૂતરો ખાઇ રહે છે, ત્યાર પછી તે તેને હંમે
માફક રાતનું વાળું કરાવે છે, અને પછી છેવટમાં, તેને નીચે પ્રમાણે કહે છે

"હવે, હે માયાળુ કૂતરા, તું આજે રાત્રે છૂટો દોડજે, કારણકે
ડોકે આજ રાત્રે સાંકળ બાંધવાની નથી; આજની રાત સલાહશાંતિ
મૈત્રિની છે, તેથી તને કે મને કોઈ ઈજા કરશે નહિ, અને રાતમાં
માણસને તું કરડતો નહિ."

આહા ! આખી દુનિઆ ઉપર સર્વત્ર બધાજ દિવસોએ અને રા
સર્વદા–હમેશાં–આજ પ્રમાણે ધિક્કાર અને નુકસાન થતાં બંધ રહે તો કેવું

જાનવરો માણસોને–મનુષ્યજાતિને–મોટો ઉપકાર કરે છે. બળદ, ગ
ઘોડા, ઘેટાં, ઊંટ, હાથી, અને એવાં બીજાં ચારપગવાળાં અને
જાનવરોની મદદ ન હોત તો મનુષ્યની સ્થિતિ કેવી દુઃખી થાત.

જાનવરોને જેવી બતાવવી જોઈએ તેટલી દયા માણસે હમેશાં બ
છે એવું આપણે કહી શકીશું ? જંગલનાં, મેદાનનાં, અને નદીનાં
હવાનાં પ્રાણીઓને જો વાચા થાય તો તેઓ શું ( એકે અવાજે ) "
એમ કહેશે ખરાં ?

( ૨૦ )

ઘણાં વર્ષો ઉપર કાશીનગરીમાં બ્રહ્મદત્ત નામે રાજા રાજ્ય કરતો હતો. તેના રાજ્યમાં બોધિસત્ત નામે એક પુરુષ હતો; તેની એક ઉત્તમ પ્રકારના સાધુ પુરુષ તરીકેની ખ્યાતિ દેશમાં આઠે દિશામાં ફેલાયલી હોવાથી રાજાએ તેને પોતાના રાજ્યનો મુખ્ય ન્યાયાધીશ નીમ્યો હતો.

આ રાજાનો ગુરુ કોઇ એક ગામનો મુખી હતો. તે એક દિવસ ગાડામાં બેસીને પોતાને ગામ જતો હતો. માર્ગમાં તેને દશબાર ગાડાં સામાં મળ્યાં, અને રસ્તો ઘણો સાંકડો હોવાથી, તેને પોતાનું ગાડું હાંકવું કઠિન થઈ પડ્યું. તેથી ક્રોધયુક્ત થઈને પેલા ગાડાંવાળાઓને બૂમ મારીને કહ્યું કે:—"માર્ગ મૂકો જવા–માટે રસ્તો કરો;" અને તેઓએ એકદમ માર્ગ ન કરી આપ્યો તેથી તેણે સૌથી આગળના ગાડાવાળા તરફ પોતાનો દંડો ફેંક્યો. એ દંડો પેલા ગાડાવાળાને ન વાગતાં ગાડા સાથે અથડાયો, અને ત્યાંથી પાછો ઉછળીને પોતાનાજ કપાળમાં વાગ્યો અને તેથી કપાળમાં મોટું ઢીમણું થયું. પેલા ગુરુએ રાજાની પાસે જઈને ફરીયાદ કરી કે: "ગાડાંવાળાઓએ મને ઈજા કરી છે." રાજા આ સાંભળી ઘણોજ ગુસ્સે થયો, અને તેણે ગાડાંવાળાઓને પોતાની રૂબરૂ બોલાવીને પોતેજ ન્યાય ચલાવવા માંડ્યો. પૂરેપૂરી હકીકત સાંભળ્યા કર્યા વિના તેણે એકદમ હુકમ કર્યો કે: "મારા ગુરુજીને તમે માર મારીને તેમના કપાળમાં ઢીમણું કર્યું છે, માટે તમારી બધી માલમિલકત રાજદરબારમાં જપ્ત કરી લેવામાં આવશે એવી હું તમને શિક્ષા કરૂં છું." પછી ન્યાયાધ્યક્ષ બોધિસત્તે વચ્ચે પડીને નમ્રતાપૂર્વક રાજાને વિનવ્યું કે:–"વાતની પૂરેપૂરી તપાસ કીધા વિનાજ–બન્ને પક્ષનું કહેવું સાંભળ્યા કર્યા વિનાજ–આપે એ ગાડાવાળાઓની બધી માલમિલકત જપ્ત કરી લેવાનો હુકમ કર્યો છે તે મને વાજબી લાગતો નથી. પોતાને હાથેજ પોતાના શરીરને ઈજા કરીને પારકાને માથે એ ઈજા કર્યાનો મિથ્યા આરોપ મૂકનારા માણસો શું આ જગતમાં નહિ હોય? તેથી, આપના જેવા રાજકર્તાએ પૂરેપૂરી તપાસ કર્યા વિના આવો હુકમ કરવો એ ગેરવાજબી છે. રાજકર્તાએ બન્ને પક્ષની દલીલો સાંભળ્યા વિના કોઈ પણ પ્રકારના નિર્ણય ઉપર આવવું ન જોઈએ."

રાજાએ બોધિસત્તનાં આ વચન સાંભળીને અપક્ષપાતપણે ન્યાય ચલાવ્યો, અને બન્ને પક્ષની દલીલો પૂરેપૂરી સંભળાઈ રહી, ત્યારે અપરાધ ગુરુનોજ હતો એવું સિદ્ધ થયું.

## ( ૨૧ )

## " આપ સુખી તો જગ સુખી. "

### યાને

### " માણસ પોતાનાજ સુખદુ:ખ ઉપરથી અન્યના સુખદુ:ખની કલ્પના કરે છે. "

એક હજામ વિષે એવી વાત છે કે તે દરરોજ રાજાની હજામત કરવા જતો તે વખતે તેને ' દુનિયા સુખી છે કે દુ:ખી ' એવું પૂછવામાં આવતું ત્યારે તે હંમેશાં જવાબ આપતો કે ' દુનિયા સુખી છે. ' બીજી તરફથી, રાજ્યના મુખ્ય તંત્રીને જ્યારે એજ પ્રશ્ન કરવામાં આવતો ત્યારે ' દુનિયા દુ:ખી છે. ' એવાજ ઉત્તર વારંવાર તેની કનેથી મળતો. આ ઉપરથી રાજાએ મુખ્ય મંત્રીને આવો ઉત્તર આપવાનું કારણ પૂછ્યું; અને એ થોડા દિવસમાં કહેવાનું મંત્રીએ વચન પણ આપ્યું. સદ્‌ભાગ્યે એક દિવસ એવું બન્યું કે પેલા હજામના ગજવામાં પાંચ સોનામહોર છે એવું મંત્રીના જાણવામાં આવ્યું તેથી તેણે કાંઈક યુક્તિ વાપરીને એના ગજવામાંથી એ પાંચ સોનામહોરો એ ન જાણે તે રીતે બીજાને હાથે લઈ લેવરાવી લીધી. પછી પોતાના ગજવામાંથી સોનામહોરો ગુમ થઈ એ વાતની હજામને ખબર પડયા પછી તરતજ રાજાની કને હજામત કરવા જવાનો સમય થયો તેથી તે ત્યાં ગયો અને નિયમ પ્રમાણે તે દિવસે તેને પેલો પ્રશ્ન કરવામાં આવ્યો. તે વખતે તેણે ઉત્તર આપ્યો કે: " દુનિયા દુ:ખી છે. " મંત્રીએ રાજાને આ સર્વ હકીકત અગાઉથી કહેલીજ હતી. તેથી ' માણસો પોતાનાજ અનુભવ ઉપરથી જગતનાં સુખદુ:ખનો વિચાર કરી બેસે છે ' એ વાતની ખાત્રી થવાથી રાજાને ખૂબ હસવું આવ્યું.

---

## ( ૨૨ )

રસ્તામાં લોકની ભારે ભીડ થઈ રહી છે. હજારો લોકોની ટોળાબંધ આમતેમ જા આવ થઈ રહી છે. બનતા સુધી દરેક માણસે 'જમણી બાજુ'ના માર્ગે થઈને ચાલવું એવો નિયમ કે બંદોબસ્ત હોય તો ઠીક. ઇંગ્લંડમાં એવોજ નિયમ છે. પણ જો કોઈ દેશમાં " ડાબી બાજુના માર્ગે થઈને જવું " એવો નિયમ હોય તો સમજુ માણસો તો તે નિયમ પાળશેજ. એમ છતાં સઘળી તરેહની સંભાળ ને કાળજી રાખ્યા છતાં અકસ્માત્ બનવાનો તો સંભવ રહે છેજ. બે માણસો સામસામા અથડાય; ને તેથી પરસ્પરને

ઈજા થાય અને તેમનાં કપડાં અગર માલ બગડે. દરેકને એમ લાગશે કે એમાં વાંક સામા માણસનો હતો. જો દરેકને ખાત્રીજ થાય કે સામા માણસની બેદરકારીથી કે ગેરવાજબી વર્ત્તનથીજ પોતાને નુકસાન વેઠવું પડયું છે તો તકરાર કે વિરોધ થવાનો સંભવ રહે છે.

*　　*　　*　　*

ગ્રીક પ્રજાનું નામ તમે સાંભળ્યું હશે. તેમણે પોતાની માતૃભૂમિને જગતના ઇતિહાસમાં અક્ષય કીર્તિનું સ્થાન અપાવ્યું છે. ન્યાય, અપક્ષપાત કે પ્રામાણિકપણું—એની એ લોક બહુ ઉંચી કિંમત આંકતા હતાઃ—એ ગુણવાળા માણસ પ્રત્યે બહુ માનવાળી દૃષ્ટિથી તેઓ જોતા હતા.

ગ્રીસના ઇતિહાસમાં બહુ નામીચા પુરુષો પૈકી એક ન્યાયી 'એરિસ્ટાઇડીઝ' નામે પુરુષ હતો. 'ન્યાયી' એવું માનપ્રદ પ્રતિષ્ઠાનામ તેને કેવી રીતે મળ્યું તે વિષે એક વાત છે તે હું તમને કહીશ.

એક દિવસ ઍથેન્સ નગરમાં બીજા કોઈ શહેરીને પોતાની પ્રત્યે અમુક ખોટું વર્ત્તન ( જે મને અત્યારે બરાબર યાદ નથી તે ) આચર્યાનો તેની ઉપર આરોપ મૂકીને એરિસ્ટાઈડીઝે ન્યાયની અદાલતમાં ઉભો કર્યો.

હવે એરિસ્ટાઈડીઝ પ્રત્યે શહેરના બધા માણસો બહુ માનની દૃષ્ટિથી જોતા હતા; અને તેનું કહેલું સૌ સાચું માનતા હતા. તે પ્રામાણિક માણસ છે એવું સર્વે નિશ્ચયપૂર્વક માનતા હતા. આ કારણથી પેલા તહોમતદારની વિરુદ્ધ તેણે દલીલો રજુ કીધી કે તરતજ ન્યાયાસન ઉપરના ન્યાયાધ્યક્ષોએ જાહેર કર્યું કેઃ "હવે બીજા વધારે પુરાવાની જરૂર રહેતી નથી; માટે આપણે આ માણસને સજા ફરમાવીશું."

આ સાંભળીને એરિસ્ટાઈડીઝ રાજી થયો હશે એવું તમે મનમાં ધાર્યું હશે. પણ વસ્તુતઃ એમ નહોતું. તે સારી સારી પેઠે સમજતો હતો કે પોતે પણ એક માણસજ છે—દિવ્ય પુરુષ નથીજ; માટે પોતે ભૂલ કરે એ સંભવિત છે, એટલુંજ નહિ પણ સ્વપક્ષપાતથી દોરાઈને અન્યાય પણ તેને હાથે થતો હોય એવું પણ બની શકે ખરૂં; તે કારણથી તેના પ્રતિપક્ષીની દલીલો પણ રજુ થવી જોઈએ અને સાંભળવી જોઈએ એવું તેને જણાયું. આ ઉપરથી તે બોલી ઊઠયોઃ—"મહેરબાની કરીને આપ ઉભા રહો, આપે પ્રતિપક્ષીની દલીલો હજી સાંભળી નથી. તે મારો દુશ્મન છે તોપણ તેને ન્યાય મળવો ઘટે છે."

વિરૂદ્ધ પક્ષની દલીલો સાંભળ્યા પછી, ન્યાયાધ્યક્ષોએ એરિસ્ટાઈડીઝની તરફેણમાં ફેંસલો આપ્યો કે કેમ તે મને બરાબર યાદ નથી. પણ ઍથેન્સની

પ્રજાએ ઍરિસ્ટાઇડીઝને 'ન્યાયી' એવું પ્રતિષ્ઠાનામ શા કારણથી આપ્યું હતું તે તમે આ ઉપરથી સમજ્યા હશો. પોતાની તરફેણમાં હો કે વિરૂદ્ધમાં હો, ગમે તે પક્ષમાં હો તેની દરકાર રાખ્યા વિના ન્યાય બરાબર મળવો જોઈએ. એવો તેનો દૃઢ મત હતો. આજ કારણથી ઍથેન્સની પ્રજા તેને 'ન્યાયી' કે "પ્રામાણિક" કહેતી હતી.

× × × × × ×

બાબરનો પિતા ઉમર શેખ સમરકંદનો રહીશ હતો. તે ઘણો પ્રામાણિક હતો. વેપારીનો એક વણજારો ચીનથી પશ્ચિમ તરફ જવા નીકળ્યો. પણ રસ્તામાં ડુંગરામાં બરફના તોફાનમાં સપડાવાથી નાશ પામ્યો. હવે તેમનો બધો માલ ત્યાંજ પડયો રહ્યો અને જો લેવા ધાર્યો હોત તો ઉમર શેખે સઘળોજ લઈ લીધો હોત. તે વખતે તેની આર્થિક સ્થિતિ પણ સારી નહોતી. તોપણ તેણે "ચીનથી બીજે વર્ષે એ મરી ગએલાં માણસોનાં સગાંવહાલાં અને વાલીવારસો ત્યાં આવીને પોતપોતાનો માલ ઓળખી લઈ ન જાય ત્યાં સુધી તે બધો માલ ત્યાંને ત્યાંજ પડયો રહેવા દેવો, ને કોઇએ તેને અડકવું નહિ" એવો હુકમ તેણે કર્યો. ધન્ય છે તેની પ્રામાણિકતાને!

# ૬

# સત્ય

અને

# સત્યવાદીપણું કે યથાર્થતા.

[ વાંચોઃ—મરાઠી અને કાનડી વાચનમાળા, પુ. ૧લું પા. ૧૭; અને પુ. ૩જું પા. ૨૩ અને ગુજરાતી વાચનમાળા પુ. ૧લું પા. ૧૭; પુ. ૩જું પા. ૨૨. ]

( ૨૩ )

**મ**હાભારતના **આ**દિપર્વમાં કહ્યું છે કે:—

"સો કુવા ખોદાવ્યા કરતાં એક તળાવ બંધાવ્યાથી વધારે પુણ્ય થાય છે; તળાવ બંધાવ્યા કરતાં એક યજ્ઞ કર્યાનું પુણ્ય વધારે છે; યજ્ઞ કરતાં પુત્ર અધિક પુણ્ય આપનાર છે; સો પુત્રો જેટલું પુણ્ય આપે છે તે કરતાં એક સત્યકથન વધારે પુણ્ય આપે છે; એક સમયે સત્યની સો અશ્વમેધ યજ્ઞોની સાથે તુલના કરવામાં આવી; અને એ સો અશ્વમેધ યજ્ઞો કરતાં સત્યનું ત્રાજવું નીચું નમ્યું, મતલબ કે સત્ય વધારે કીમતી ઠર્યું. સત્યથી પ્રાપ્ત થતું પુણ્ય વેદાભ્યાસથી અને તીર્થસ્નાનથી પ્રાપ્ત થતા પુણ્યની બરાબર છે. સત્યની બરાબરી કરે તેવો બીજો સદ્‌ગુણ નથી. સત્યથી અધિક બીજું કંઈ છેજ નહિ. સત્ય એ સાક્ષાત્ પરમાત્માજ છે. ઉત્તમમાં ઉત્તમ વ્રત સત્યજ છે.

---

( ૨૪ )

**રા**જર્ષિ **ભ**ર્તૃહરિએ કહ્યું છે કે:—"તૃષ્ણાઓને કાપી નાખવી, અપરાધીને ક્ષમા આપવી, મદ કે મિથ્યાડંબરનો ત્યાગ કરવો, પાપી કૃત્ય કરતાં અટકવું, સત્ય બોલવું, સન્માર્ગનું અવલમ્બન કરવું, વિદ્વાનોની સેવા કરવી, માનનીય પુરુષો પ્રત્યે માન દર્શાવવું, શત્રુઓને પણ પ્રસન્ન રાખવા, પોતાના ગુણનું કથન ન કરવું, કીર્તિ–યશ–સંપાદન કરવા યત્ન કરવો, અને દુઃખી મનુષ્યો પ્રત્યે દયા દર્શાવવી–ઉપર લખ્યાં તે સત્પુરુષનાં લક્ષણ છે.

---

( ૨૫ )

કુરાનમાં **મે**રાજ નામે એક સુરા એટલે પ્રકરણ છે, એની પહેલી લીટીમાં **હ**ઝરત **મ**હંમદ ( સ. અ. ) **સા**હેબે **જે**રૂસલેમ નગરમાં રાતે મુસાફરી કરી હતી તેનું વર્ણન છે. અને આ મેરાજમાં બે વાક્યો ('આયત') છે તે રાત્રિના તારા જેવાં ચળકતાં પ્રૌઢ અર્થવાળાં છે:—

એકમાં કહ્યું છે કે:—

"નમાઝ પઢો."

બીજામાં કહ્યું છે કે:—

"સત્ય આવ્યું છે અને અસત્ય અદશ્ય થયું છે. કારણકે અસત્ય ઘણા થોડા વખત સુધીજ ટકી રહી શકે છે."

---

## ( ૨૬ )

## સત્ય.

### " सत्यान्नास्ति परो धर्मः। "

" જગતમાં સત્યથી અધિક બીજું કંઈજ નથી."

*  *  *  *  *

એક દિવસ એવું બન્યું કે યુવનાશ્વ નામનો રાજા, જે મહા ઉપવાસ કર્યાથી ક્ષુધા અને તૃષાથી ઘણોજ અશક્ત થઈ ગયો હતો તે છેક મોડી રાતે કેટલાક મહર્ષિઓના આશ્રમમાં પેઠો. તે ઋષિઓએ તેજ રાતે તે રાજાની રાણીના લાભાર્થે એક મહાન્ અનુષ્ઠાન આરંભ્યું હતું, પણ રાજા તે વિષે કેવળ અજ્ઞાતજ હતો.

તે ઋષિઓ કને એક મોટું જળપાત્ર હતું. તેને મન્ત્રોચ્ચાર વડે પવિત્ર બનાવ્યું હતું, કે જેમાંથી થોડુંક જળ લઈને રાણીની ઉપર છાંટ્યાથી તેના વ્યાધિનો નાશ થાય તેમ હતું. પણ તેઓ અતિશય થાકી ગએલા હોવાથી, તેઓ તે જળપાત્રને યજ્ઞવેદી ઉપર એમનું એમ રહેવા દઈને સૂઈ ગયા હતા.

યુવનાશ્વ રાજા ઘણો તરસ્યો થયો હતો તેથી તેણે ત્યાં આવીને પાણી માગ્યું, પણ ઋષિઓ સઘળા નિદ્રાવશ હતા. તેથી કોઈએ જવાબ દીધો નહિ. રાજાની દૃષ્ટિ પેલા જળપાત્ર ઉપર પડી, અને જરા પણ વિચાર કર્યા સિવાય, તે એકદમ તેની પાસે ગયો અને તેમાંનું સઘળું પાણી પી ગયો.

થોડી વાર પછી ઋષિઓએ જાગીને જોયું તો જળપાત્રમાં પાણીનો છાંટો પણ દીઠો નહિ, અને પરસ્પર કહેવા લાગ્યા કે રાજાની રાણી માટે તૈયાર કરી રાખેલું જળ યજ્ઞવેદી ઉપરથી લઈ જવાનું કામ કરવા જેટલી હિંમત કોણે ધરી હશે.

રાજાએ તરત છતા થઈને સાચે સાચું કહી દીધું કે અતિશય તરસ્યો થયલો હોવાથી એ જળ તો હું પી ગયો છું. ઋષિઓએ રાજાને તેના અધીરા સ્વભાવને માટે ઠપકો આપ્યો અને કહ્યું કે આમ કર્યાથી તેં તારે પોતાને શિર કષ્ટ વહોર્યું છે.

એમ છતાં રાજાની આ વાત ઉપરથી આપણે બોધ લેવો જરૂરનો છે; કારણકે રાજા જોકે સ્વભાવે અધીરો હતો તોપણ સત્યવાદી હતો.

*  *  *  *  *

વળી, બલિરાજાની એક વાર્તા છે. તે દૈત્યોનો મોટો રાજા હતો; અને જે દુનિયામાં તમે વસો છો તેનું નામ મૃત્યુલોકઃ ઉંચે આકાશમાં જે દુનિયા છે તેનું નામ સ્વર્ગલોકઃ અને ઉભયની વચ્ચે આવેલી દુનિયા છે તેનું નામ

ભુવર્લોકઃ—એવા ત્રિલોકનો તે અધિપતિ હતો. એક સમયે જ્યારે એ રાજા મહાન્ ઉત્સવ અને યજ્ઞ આદરી બેઠો હતો, ત્યારે **વામન** નામના એક વેંતીઆ પુરુષે તેની સમક્ષ આવીને માત્ર ત્રણ પગલાંમાં સમાય તેટલી ભૂમિ માટે યાચના કીધી. **બલિરાજાએ** એટલી ભૂમિ એ છોકરાને આપવાની હા પાડી. તે પોતે જાણતો નહોતો કે **વિષ્ણુ** પોતે વેંતીઆ પુરુષનો વેષ ધારણ કરીને આવેલા છે; અને જ્યારે તેનો ગુરુ કે જેને તે પુરુષ વિષે સંશય હતો તેણે તે રાજાને ભૂમિદાન કરતાં વાર્યો, ત્યારે રાજાએ ગુરુને ઉત્તર આપ્યો કે, "હું વચનથી એકવાર બંધાઈ ચૂક્યો છું, અને પ્રહ્લાદનો પૌત્ર અસત્ય વદે એવું કદાપિ સંભવશેજ નહિ. આ બ્રાહ્મણપુત્ર ગમે તો **વિષ્ણુ** હો વા મારો રિપુ હો તોપણ જે આપવા મેં વચન આપ્યું છે તે હું તેને આપીશજ." પછી **વામને** ત્રણ પગલાં ભરીને ભૂમિ લેવા માંડી અને તેમ કરતી વખતે એનાં બે પગલાં વધીને એવડાં મોટાં—વિશાળ—થઈ રહ્યાં કે જેમાં આખા ત્રિલોકનો સમાવેશ થઈ ગયો! પછી તેણે ત્રીજું પગલું મૂકવા માટે ભૂમિ માગી, તે ઉપરથી **બલિરાજાએ** પોતાનું શિર નમાવ્યું અને તે ઉપર પગ મૂકવાનું **વામનને** કહ્યું. **વિષ્ણુ બલિરાજા** ઉપર તેની સત્યનિષ્ઠા જોઈને પ્રસન્ન થયા, અને તેને વર ( આશીર્વાદ ) આપતાં કહ્યું કે "તારા સત્યવાદીપણાને લીધે તું એકદા દેવનો રાજા ઇન્દ્ર થઈશ."*

ઉપરની વાર્તાઓ ઉપરથી આપણને એ બોધ મળે છે કે પ્રાચીન કાળમાં મહાપુરુષોએ સત્યનું કેવું દૃઢ અવલમ્બન કરેલું હતું. તેમની પેઠે **હિન્દુસ્તાનના** પ્રત્યેક છોકરાએ અને છોકરીએ "મારા મુખમાંથી અસત્યનો ઉચ્ચાર કદાપિ નિકળ્યો નથી" એમ કહેવાનો વખત આવે તેવું કરવા સદા યત્ન કરવો જોઈએ. આ સાથે બીજી વાત એ પણ આપણે સ્મરણમાં રાખવાની છે કે માત્ર વાણીમાંજ નહિ પણ કૃતિમાં પણ સત્ય જાળવવું જોઈએ. અમુક કાર્ય પોતે ખરેખર કર્યુંજ હોય તથાપિ તેમણે તે નથી કર્યું એવું બીજા કને મનાવવાનો ઘણા છોકરા છોકરીઓ તેમજ સ્ત્રીપુરુષો પણ કેટલીક વાર યત્ન કરે છે. કોઈ છોકરો ઘણીવાર અસત્ય શબ્દ નહિ બોલતો હશે તોપણ અસત્ય વર્તન તો તે આદરતો હશે; પણ અસત્ય કથન અને અસત્ય વર્ત્તન વચ્ચે બિલકુલ ભેદ છેજ નહિ, પાપ બન્નેમાં સરખુંજ રહેલું છે. સત્ય એ બ્રહ્મ છે અને જો આપણને બ્રહ્મત્વ મેળવવાની ઇચ્છા થતી હોય તો મન, વાણી અને કર્મ એ ત્રણેમાં સત્યનેજ વળગી રહેવું ઘટે છે.

---

* **વિષ્ણુ પુરાણ.**

## ( ૨૭ )
# પ્રામાણિકતાનો પ્રતાપ.

## શેરીનો વેપારી.

ઘણાં વર્ષો ઉપર શેરીવા નામના દેશમાં શેરી નામનો એક ઘણો પ્રામાણિક વેપારી વસતો હતો. તે કલાઈનાં અને તાંબાપિત્તળનાં વાસણ વેચતો હતો. એક દિવસ આ વેપારી અને એના જેવાજ વાસણ વેચનારો કોઈ બીજો વેપારી જે ઘણો લોભી હતો એ બન્ને તેલવાહ નદી ઓળંગીને અંધપુર નામના નગરમાં પેઠા. અને નગરમાં પેસતાંજ બન્ને જણા નગરના મહોલ્લા પોતાની વચ્ચે વહેંચી લેઈને પોતપોતાને ભાગે આવેલા મહોલ્લામાં પોતાનાં વાસણ વેચવા માટે નીકળી પડ્યા.

હવે તેજ નગરમાં એક ખાનદાન કુટુંબ રહેતું હતું, તે છેક ગરીબ સ્થિતિએ જઈ પહોંચેલું હતું. તે કુટુંબમાં છોકરાછોકરીઓ તથા ભાઈ-ભાંડુઓ સઘળાં મરી પરવાર્યાં હતાં. માત્ર એક દાદી અને તેની પૌત્રી ( છોકરાની છોકરી ) એ બેજ જીવતાં હતાં; અને તે બન્ને બીજાની છુટક મજુરી જેવી ચાકરી કરીને તેમાંથી જે થોડું મળતું તે વડે પોતાનો નિર્વાહ ચલાવતાં હતાં. તેમના ઘરમાં એક સુવર્ણની થાળી હતી. જેમાં અસલના સારી સ્થિતિના સમયમાં કુટુંબનો વડીલ પુરુષ જમતો હતો; પણ હાલમાં તે ઉપર ધૂળના થર બાઝી ગયા હતા, અને તેને બીજા લોટાથાળીઓની સાથે વપરાશમાં લીધા વિના એક ખૂણામાં વિસારે નાંખી મૂકવામાં આવી હતી, અને એ દાદીને અને પુત્રીને ખબર પણ નહોતી કે તે થાળી સુવર્ણની છે.

એ વખતે પેલો લોભી કંસારો "કોઈ વાસણ લો," "કોઈને વાસણ લેવાં છે કે ?" એવું મોટે સાદે બોલતો બોલતો તેજ કુટુંબના ઘરના બારણા આગળ આવી પહોંચ્યો. તેને જોઈને પેલી છોકરીએ પોતાની દાદીને કહ્યું કેઃ "મા, મા, મને એક ઘરેણું લઈ આપ."

દાદીએ જવાબ આપ્યોઃ "પણ, મારી વ્હાલી દીકરી, આપણે તો ગરીબ છીએ. ઘરેણું ખરીદવા માટે સાટામાં આપીએ એવી વસ્તુ આપણી કને ક્યાં છે ?"

છોકરીએ ઉમંગથી કહ્યું, "પણ આપણી પેલી જુની થાળી, જેની ઉપર મણ ધૂળ ચઢેલી છે તે આપણા કશાએ ખપની નથી; માટે તે સાટામાં આપીને ઘરેણું ખરીદીએ તો ?"

તે ડોશીએ ફેરીઆને પોતાના ઘરમાં બોલાવ્યો, અને પેલી થાળી તેને બતાવીને પૂછ્યું કે "ભલા શેઠ, આ થાળી રાખીને બદલામાં આ નાની છોકરીને તમે કંઈ આપી શકશો કે ?"

ફેરીઆએ થાળી હાથમાં લઈને તપાસી અને મનમાં વિચાર્યું કે, "ખરેખર આ થાળી સુવર્ણનીજ હોવી જોઈએ." અને તેને ફેરવીને તેને તળીએ સોય વડે એક કાપો કર્યો, અને તેથી તેને સંપૂર્ણ ખાતરી થઈ કે તે સુવર્ણનીજ છે. પછી એક રાતી પાઈ પણ આપ્યા સિવાય તે થાળી રાખી લેવાના ઇરાદાથી તેણે જવાબ આપ્યો: "આ થાળીનું તમે મારી કને મૂલ્ય કરાવો છો ? તેની કિંમત બે દોઢીઆં જેટલી પણ નથી !" એવું કહીને તે થાળી તેણે જમીનપર ફેંકી દીધી, અને ઉભા થઈને ચાલવા માંડયું.

હવે, તે બન્ને ફેરીઆઓ વચ્ચે ઠરાવ એવો હતો કે જે ફળીયામાં એક જણ આવીને વેચી ગયો હોય તે ફળીયામાં બીજાએ પછીથી જવું. અને શેરીવા પાછળથી તેજ ફળીયામાં આવી ચડયો અને તેજ ઘરના બારણા આગળ આવીને "કોઇ વાસણ લો" એવું મોટેથી બોલ્યો. પેલી છોકરીએ પોતાની દાદીને અગાઉની માફકજ કહ્યું. પણ તેણે જવાબ આપ્યો કે "મારી વ્હાલી દીકરી, પેલો વેપારી આપણી થાળી ફેંકી દઈને હમણાંજ ચાલ્યો ગયો છે. માટે સાટામાં અપાય તેવી કીમતી વસ્તુ મારી કને ક્યાં છે ?"

પુત્રીએ કહ્યું: "પણ, વ્હાલી મા, એ વેપારી તો જરા તોરવાળો હતો, અને આ તો ભલો દેખાય છે; અવાજ ઉપરથીજ તે દયાળુ જણાય છે; કદાચ તે રાખે."

દાદીએ કહ્યું: "ઠીક, તેને બોલાવ ત્યારે."

તેથી એણે તેને બોલાવ્યો, અને પોતાના ઘરમાં લઈ જઈને એક ઠેકાણે બેસાડીને પેલી થાળી તેના હાથમાં લાવીને મૂકી. તેણે તપાસીને તે સુવર્ણની છે એવી ખાતરી થવાથી તરતજ કહ્યું કે: "માજી, આ થાળીનું મૂલ્ય એક લાખ રૂપીઆ છે. મારી પાસે મારા ઘરમાં જેટલો માલ હું રાખું છું તે સર્વસ્વ આપી દઉં તોપણ તેનું મૂલ્ય આની બરાબર થાય તેમ નથી."

ડોશીએ ઉત્તર આપ્યો: "પણ, મારા ભલા શેઠ, એક વેપારી જે હમણાંજ આવી ગયો, તે તો તેની કિંમત અડધા આના જેટલી પણ નથી એવું કહીને તે ફેંકી દઈને ચાલ્યો ગયો. તમારા સદ્‌ગુણના બળથીજ ખરેખર તે સોનાની બની ગઈ હશે ! માટે અમે તે થાળી તમનેજ ભેટ આપી દઈએ છીએ !"

શેરીવાએ પોતાની કને તે વખતે જે રોકડા પૈસા ( રૂપીઆ ૫૦૦ ) હતા તે અને પાસે જે વાસણ આશરે પાંચસો કરતાં વધારે રૂપીઆની કિંમતનાં હતાં તે સઘળું તેમને આપી દીધું. તેણે પોતાની કને આઠ આના, એક કોથળો અને વાસણ ભરવાની એક મોટી લાકડી એટલાંજ વાનાં રાખ્યાં અને એટલી ચીજો લેઈને તે પોતાના ઘર તરફ ચાલતો થયો.

અને ઉતાવળો ઉતાવળો નદી કિનારે જઈને હોડીવાળાને આઠ આના આપવા કરીને તે હોડીમાં બેઠો.

પણ પેલા લોભી ફેરીઆએ તે ઘર આગળ ફરીથી આવીને કહ્યું કે "પેલી થાળી લાવો, હું તમને તેના બદલામાં થોડુંક આપીશ."

પેલી વૃદ્ધ સ્ત્રીએ તેને ક્રોધના આવેશમાં આવીને ઉત્તર આપ્યો કે "અમારી સુવર્ણની થાળી જેની કિંમત એક લાખ રૂપીઆ જેટલી છે તેનું મૂલ્ય અડધા આના જેટલું પણ નથી એવું તમે કહી ગયા હતા. પણ એક પ્રામાણિક વેપારી, જે તમારા શેઠ જેવો અમને લાગ્યો, તે તેના અમને એક હજાર રૂપીઆ આપીને તે લઈ ગયો."

આ સાંભળીને તે બોલી ઉઠયો કે "એ માણસને લીધે, અરે, હું સુવર્ણનું વાસણ ખોઈ બેઠો, એ વાસણની કિંમત એક લાખ રૂપીઆ જેટલી હતી. અરે, એણે તો મને છેકજ ખરાબખસ્ત કરી મૂક્યો;" અને તેના મનને મહાન્ પશ્ચાત્તાપ થયો, અને મનની સ્થિરતા તે જાળવી શક્યો નહિ અને તેણે મન ઉપરનો બધો કાબુ તજી દીધો; અને પોતાની પાસે જે સામાન હતો તે, અને પૈસો પાસે હતો તે સઘળું તે ઘરના બારણા આગળ આમતેમ નાંખી દઇને, અને જે લાકડી વાસણ ભેરવવા માટે વાપરી હતી તે મારવાના ઉપયોગાર્થે સાથે રાખીને, પોતાનાં કપડાં ફાડીને શેરીવાની પાછળ તે પડયો.

જ્યારે તે નદી કિનારે જઈ પહોંચ્યો, ત્યારે શેરીવાને જતો જોઈને તેણે બૂમ પાડીને કહ્યું કે: "અરે હોડી હાંકનાર, હોડીને થોભાવ."

પણ શેરીવાએ કહ્યું કે: "ના થોભીશ," અને એ રીતે તેના ઇરાદામાં તેને ફાવવા દીધો નહિ; અને જેમ જેમ તે શેરીવાને નદીને સામે કિનારે જતાં જોતો ઊભોજ રહ્યો તેમ તેમ તેના અંતઃકરણમાં ક્રોધાગ્નિ વિશેષ તીવ્ર થતો ગયો. પછી તેનું હૃદય ગરમ થઈ ગયું, અને આખરે તેના મુખમાંથી લોહીની ઉલટીઓ થઈ, અને જેમ સુકાયલા તળાવનો કાદવ સૂર્યના અતિશય તાપથી ફાટી જાય તેમ તેનું હૃદય ચિરાઇ ગયું:— અર્થાત્ તે મૃત્યુ પામ્યો.

આ પ્રમાણે શેરીવા પ્રત્યે દ્વેષ આણ્યાથી, પેલા લોભી વેપારીએ પોતાને હાથે પોતાના પ્રાણ ખોયા.

---

( ૨૮ )

શુમારે ઈ. સ. ૧૮૩૦ ની સાલમાં, એક સવારે દિલ્હીના **પા**દશાહે યોગ્ય માણસોને ખિતાબ આપવાનું કામ શરૂ કર્યું. જ્યારે બધા ઈલ્કાબ અને બાક્ષસો તે લગભગ આપી રહ્યા, ત્યારે એક યુવક જેને પોતાના દરબારમાં હાજર થવાનું ફરમાવવામાં આવ્યું હતું તે ત્યાં નથી આવ્યો એવું તેણે જોયું. આ યુવક **સૈ**યદ **અ**હમદ હતા.

તે **પા**દશાહ રાજ્યાસન ઉપરથી ઉઠયો, અને જે તાવદાનમાં બેસીને મહેલના એક ભાગમાંથી બીજા ભાગમાં તે આવજા કરતો હતો તેમાં તે બેઠો; એવામાં **સૈ**યદ **અ**હમદ હાંફતા હાંફતા ત્યાં દોડી આવ્યા.

**પા**દશાહના કામદારે આશ્ચર્યમાં પ્રશ્ન કીધો કેઃ "કોણ, **સૈ**યદ **અ**હમદ કે ?"

**પા**દશાહે **સૈ**યદના પિતા જે પોતાના મિત્રજ હતા તેમને કહ્યું કેઃ "તમારો છોકરો મોડો આવ્યો છે."

**પા**દશાહ રંગમહેલના એક ઓરડામાં લગભગ પેઠો પણ હતો તોપણ તેણે તાવદાન ઉંચકનારાઓને થોભવાને હુકમ કરીને પેલા છોકરાને બોલાવરાવ્યો, પછી તેનો હાથ પકડીને **પા**દશાહે પૂછ્યું કેઃ "છોકરા, તુ આજે શા કારણથી મોડો થયો ?"

છોકરાએ જવાબ આપ્યોઃ "ખુદાવંદ, મને બહુજ ઊંઘ આવી ગઈ હતી. મારી પાસે ત્રીશ વર્ષની ઉંમરનો દક્ષણી ઘોડો છે. આટલી મોટી ઉંમરનો છે તોપણ જો મેં તેને દાબીને લીધો હોત તો તે મને લઈનેજ દોડી ગયો હોત, એવો પાણીવાળો તે છે. ધીમો હાંકયાથીજ હું આપ મહેરબાનની આગળ મોડો હાજર થઈ શકયો છું."

રાજદરબારીઓ તે છોકરા સામું સાશ્ચર્ય જોઈજ રહ્યા. તેમને ખાતરી હતી કે તે ખરૂં કારણ કહેશે નહિ. પોતે જોઈએ તે કરતાં વધારે ઊંઘી ગયો હતો એ કરતાં વધારે સબળ કારણ હું બચાવમાં બતાવી શકું તેમ નથી એવું **પા**દશાહ આગળ સાચેસાચું કહી દેવાની તેણે જે હિંમત ધરી હતી તે ખરેખર બહુજ હતી. તેઓએ તેને બોલતાં વાર્યો હતો, પણ **સૈ**યદ **અ**હમદને સત્ય ઘણું પ્રિય હતું, અને ઉંચી તેમજ નીચી સ્થિતિના દરેક માણસને તે સત્યજ કહેતા.

**પાદશાહ** તે યુવકનો ખરો સ્વભાવ જોઈને તેમની ઉપર પ્રસન્ન થયો અને કોટમાં મોતીનો હાર અને માથા ઉપર રાખવા માનનું એક રત્ન તેને બક્ષિસ કર્યાં.

પાછળથી **સૈયદ અહમદ ખાન**ના નામથી સુપ્રસિદ્ધ થનાર અને **અલીગઢ**માં મુસલમાન વિદ્યાર્થીઓ માટે એક કૉલેજ (પાઠશાળા)ના મુખ્ય સ્થાપનાર તે આ યુવકજ હતા !

---

## ( ૨૯ )

"સત્યથી વિશ્વાસ ઉત્પન્ન થાય છે. ઠગાઈનું પરિણામ અનેકવાર કષ્ટજ છે."

એક સમયે **યૂ વાંગ** નામે **ચીન**નો શહેનશાહ હતો. પોતાની રાણીને રાજી કરવાનો તેના મનમાં એક દિવસ વિચાર થયો. એથી તેણે તેને કહ્યું કે આજે હું **ચીન**ની પ્રજામાં મોટો ખળભળાટ ઉત્પન્ન કરાવીશ. એવું કહીને તેણે દુશ્મનો ચઢી આવ્યા છે એની અગાઉથી ખબર સૂચવતો અગ્નિ **શેન્સી** શહેરના કોટપર સળગાવવાનો હુકમ કર્યો. આ અગ્નિ જોઇને સૈનિકો પોતાના થાણામાંથી બહાર નીકળી આવ્યા. ઉમરાવોએ પોતાનાં બખ્તર પહેરી લીધાં અને સર્વ શહેનશાહનું દુશ્મન સામે રક્ષણ કરવા સજ્જ થઈ આમ તેમ દોડાદોડ કરવા લાગ્યા.

પણ દુશ્મન તો આવેલા નહોતા, અને અગ્નિ સળગાવ્યાથી શહેરમાં આટલો બધો ખળભળાટ થઈ રહ્યો તે જોઈને રાજા બહુ રાજી થયો. ત્યારપછી કેટલીક મુદ્દત વીત્યા બાદ દુશ્મનનું લશ્કર એકાએક એક અંધારી રાત્રે **શેન્શી**પર ચઢી આવ્યું. ચોકીદારોએ દુશ્મનોને ચઢી આવતા જોઇને અગ્નિ પ્રગટાવ્યો; પણ **ચીના**ઇ સૈનિકોએ તે પર લક્ષ આપ્યું નહિ; કારણકે તેઓએ વિચાર્યું કે એ અગ્નિ તો પૂર્વની પેઠે **શ**હેનશાહે પોતાની રાણીને રાજી કરવા ખાતર પ્રગટાવ્યો છે. દુશ્મનોએ શહેરનો કબજો કરી લીધો; ઘર અને મહેલને બાળી મૂક્યાં, અને શહેનશાહ અને તેની રાણી મહેલમાં બળી મુઆં ! ખોટી બુમ ઉડાડીને સૈનિકોની મશ્કરી કર્યાનું આવું કષ્ટજનક પરિણામ આવ્યું.*

---

* આ સાથે વાંચો **ગુજરાતી વાચનમાળા**ની વાત "છોકરો અને વાઘ" એ વિષયની. પુ. ૧ લું. પા. ૧૮ પૃ. ૩૦. ("ઓ **વાઘ** આવ્યોરે, વાઘ આવ્યો, ધાજોરે ધાજો") ભાષાન્તર કર્તા.

## ૭

## હિંમત.

**વાંચો:—મરાઠી વાચનમાળા** પુ. ૨ જું પા. ૧૨; પુ. ૩ જું પા. ૨; પુ. ૪ થું પા. ૨૦; પુ. ૫ મું પા. ૪ અને ૪૩;

**ગુજરાતી વાચનમાળા** પુ. ૨ જું પા. ૧૨; પુ. ૪ થું પા. ૨૦; પુ. ૫ મું પા. ૪ અને ૪૩;

**કાનડી વાચનમાળા** પુ. ૨ જું પા. ૧૨; પુ ૩ જું પા. ૨; પુ. ૫ મું પા. ૪ અને ૪૩. ]

( ૩૦ )

સંસ્કૃત કવિવર **ભવભૂતિરચિત** એક ઉત્તમ પ્રાચીન નાટકમાં **માધવનું** ચરિત્ર વર્ણવ્યું છે તે હું તમને કહીશ.

**માધવ એક** સમયે દેવાલયની બહાર પગે લાગતો ઉભો છે, **અને** કોઇ આર્તજનનું રુદન તેને કાને પડે છે.

તે ગમે તે રીતે દેવાલયમાં પ્રવેશ કરે છે અને **ચા**મુંડા દેવીની સામેના મંડપ તરફ જુએ છે.

ત્યાં ભયંકર દેવીને બલિદાન આપવા માટે એક જણનો વધ કરવાની તૈયારી થઇ રહી હતી. તે કમનસીબ **માલતી** હતી. નિદ્રિત અવસ્થામાંજ તેને તે સ્થળે ઉપાડી ગયા હતા. એ મંડપમાં એ વખતે પુજારી, તેની સ્ત્રી અને **માલતી** ત્રણજ હતાં. પુજારીએ પોતાનું ખડ્ગ **માલતીનો** વધ કરવા માટે ઉંચું કરી દીધું છે; ને તે માલતીને કહે છેઃ—

( इन्द्रवज्रा )

" સંભાર તારો પ્રિય હોય તેને,
માથે ભમે નિર્દય કાળ તારે. "

( અંક ૫–શ્લો. ૨૯. )

તે વખતે પોતાના પ્રિય **માધવનું** નીચે પ્રમાણે સ્મરણ કરતી **માલતી** ઉભી છેઃ—

( મન્દાક્રાન્તા. )

" રે ! રે ! વ્હાલા મુજ હૃદયના સ્વામિ હૈયું તમારૂં,
પ્રેમે રાખે મુજ સ્મરણ જો નિત્ય તો કેવું સારૂં !
જેને તેનાં પ્રિયજન, અહા ! યાદ લાવે સદા જો,
નક્કી તે છે અમર જગમાં મૃત્યુ તેનું ન છે તો. "*

આ કરુણ રવ સાંભળીને **માધવ** વધમંડપમાં એકદમ કુદી પડયો. પછી ઘણોજ ઉગ્ર શબ્દવિરોધ પુજારીની અને તેની વચ્ચે ચાલે છે; અને પછી તેમની ઉભયની વચ્ચે દારુણ યુદ્ધ ચાલે છે. **માલતીનું** સંરક્ષણ થાય છે.

---

* "હે પ્રાણાધાર માધવ ! આ લોક મુકીને ગયેલી પણ આ તમારી દાસીને વિસારશો નહિ ! જેને પોતાનાં વહાલાં સંભારે છે તે મુવું ગણાય નહિ." (સ્વ. સા. શ્રી. મણિલાલ ન. ત્રિવેદી. કૃત. 'માલતીમાધવ'નું ભાષાન્તર. પૃષ્ઠ ૭૬.)

( "न खलु स उपरतो यस्य वल्लभो जनः स्मरति ।" )

હવે વિચાર કરો કે કોનો ખાતર માધવે આટલું બધું સાહસ વહોર્યું? શું તે માત્ર પોતાનેજ માટે લડયો હતો? હા, તે પોતાને માટે લડયો હતો. પણ સાહસ અને હિંમત ધરવાનું તેનું પ્રયોજન માત્ર આજ હતું? ના, તે અન્યને માટે પણ લડયો હતો. તેણે આર્તજનનું રુદન સાંભળ્યું હતું; ને તેથી તેનું બહાદુર અંતઃકરણ દયાર્દ્ર થયું હતું.

અને તમે વિચાર કરશો તો તમે પોતે એવાં કૃત્યો–હિંમત અને બહાદુરીનાં કૃત્યો–થતાં અને થએલાં જોએલાં હશે તે તમને યાદ આવશે. કોઈ પણ પુરુષની કે સ્ત્રીની કે બાળકની દુઃખની બૂમ સાંભળીને અન્યને તેની વહારે ધાઈ આવતાં તમે દીઠાંજ હશે.

વળી, આવા પ્રકારનાં હિંમત અને સાહસનાં કૃત્યો વિષે તમે વર્તમાનપત્રોમાં અને ઇતિહાસનાં પુસ્તકોમાં વાંચ્યુંજ હશે. એવાં કૃત્યોને અંગ્રેજીમાં "ગોલ્ડન ડીડ્ઝ" યાને "આદર્શરૂપ કૃત્યો" કહે છે.

---

## ( ૩૧ )

દક્ષિણ હિન્દુસ્તાનમાં ઘણાં વર્ષો ઉપર થઈ ગયલા એક તામીલ કવિએ એક બહાદુર સ્ત્રી વિષે એક વાત લખી છે તેનો સાર નીચે આપ્યો છેઃ—

"એ સમયે, લડાઈઓ બહુ થતી હતી; અને એમાંની એક લડાઈમાં, આ બહાદુર સ્ત્રીનો પિતા બહાદુરીથી લડતાં લડતાં મરાયો. એ સ્ત્રી પોતાના મૃત્યુ પામેલા પિતા વિષે શોકથી રુદન કરતી હતી તેને બીજેજ દિવસે–અર્થાત્ પિતૃશોકનાં અશ્રુ તેનાં સુકાયાં નહોતાં તેટલામાં–યુદ્ધનો દુંદુભી નાદ તેણે સાંભળ્યો કે તરતજ પોતાના એકના એકજ પુત્રને શ્વેત વસ્ત્ર પહેરાવીને, માથાના વાળ ઓળીને, હાથમાં ભાલો આપીને, અને એ રીતે યુદ્ધ માટે સજ્જ કરીને લઢવા મોકલ્યો. આ પ્રમાણે પિતૃશોકમાં ડૂબેલી છતાં, પોતાના રાજાને સહાય આપવા ખાતર તે બહાદુર સ્ત્રીએ પોતાના એકના એકજ દીકરાને લડાઈના જોખમમાં ઉતારવા જેટલી હિંમત ધરી!"

---

## ( ૩૨ )

પાંચસો ઘરના એક નાના ગામની પાસે થઈને એક ઉંડી નદી વહેતી હતી.

એ ગામના વતનીઓએ અદ્યાપિ બુદ્ધ ભગવાનનાં ઉત્તમ ઉપદેશ-વચનો સાંભળ્યાં નહોતાં; અને એ પુણ્યશાળી મહાત્માએ ત્યાં જઈને ઉત્તમ માર્ગનો ઉપદેશ આપવાનો નિશ્ચય કીધો.

એ ગામની પાસેની નદીના તટ ઉપર એક વિશાળ વૃક્ષ ઉગ્યું હતું, તેની ડાળીઓ છેક તટ ઉપર પથરાઈ રહેલી હતી. તે વૃક્ષની નીચે **બુદ્ધ ભ**ગવાન્ આવીને બેઠા; અને સામે કાંઠે પેલા ગામના લોકો ભેગા થયા; અને **બુદ્ધ ભ**ગવાનને તેમને ઉચ્ચ સ્વરે " પ્રેમ અને સદાચાર " નો ઉત્તમ ઉપદેશ કર્યો.

વચ્ચે આવેલી નદીના વહેતા પાણીની ઉપર થઈને એ **મહા**ત્માના **શબ્દો** સામે કાંઠે ઉભેલા લોકોને કાને પહોંચ્યા ત્યારે તે તેમને બહુ મીઠા લાગ્યા.

તથાપિ, એમણે આપેલાં મધુર વાણીવાળાં ઉત્તમ બોધવચનોએ એ લોકના મન ઉપર બિલકુલ અસર કીધી નહિ; અને તેઓ બડબડવા લાગ્યા અને એ બોધવચનમાં શ્રદ્ધા મૂકવાની તેમણે ના પાડી.

પણ, એક શુદ્ધ હૃદયવાળા માણસની તે ઉત્તમ ઉપદેશને વિશેષ **સમજ**વાની ઇચ્છા થઈ; તેથી તે પુણ્યશાળી **મહા**ત્માની છેક સમીપ જવા તેણે ધાર્યું. તે સમયે નદી ઉપર પૂલ બાંધેલો નહોતો, તેમ હોડીઓ ફરતી નહોતી. તોપણ, ( પુરાણી વાર્તામાં એમ લખ્યું છે કે ) એ માણસમાં **અસાધારણ** શૌર્ય ઊછળી આવ્યું ! નદીના ઉંડા પ્રવાહમાં તે પડ્યો ! અને તરીને સામે કાંઠે ગુરુની સંમુખ બે હાથ જોડીને નમન કરતો ઊભો રહ્યો ! અને તેમની પાસેથી ઉપદેશ સાંભળીને પરમ હર્ષ પામ્યો !

ઘણું કરીને તે નદી પુનઃ તરીને સામે કાંઠે ગયો પણ ખરો !

એકંદર રીતે આપણે વિચારીશું તો સમજાશે કે આત્મોન્નતિનો માર્ગ સ્વીકારવા તેણે અપૂર્વ હિંમત ધરી. અને ગામના બીજા લોકોએ તેનું અનુકરણ કરીને **બુદ્ધ ભ**ગવાનના ઉપદેશ ઉપર લક્ષ આપ્યું, અને તેમનાં અંતઃકરણે ઉચ્ચતર વિચારભૂમિકાનો આનન્દ અનુભવ્યો.

**સદ્**વર્તનનો **ધર્મ** શીખવાની ખાતર ઉંડી નદી તરી જવાનું કાર્ય કર્યું તે **હિંમતથીજ** પ્રેરાઈને. પરંતુ, એ **સન્**માર્ગ ગ્રહણ કરવા માટે આરંભમાં જેટલી હિંમતની જરૂર પડે છે, તેટલીજ ( હિંમતની ) જરૂર એ સ્વીકારેલા **સન્**માર્ગનું અંતપર્યંત અવલંબન કરવા માટે પણ પડે છે.

મરઘી અને તેનાં બચ્ચાંનું દૃષ્ટાંત હું કહું તે લક્ષપૂર્વક સાંભળજો:—

**મહા**પુણ્યશાળી **બુદ્ધ મહા**ત્માએ પોતાના શિષ્યોને તેમનાથી જેટલો સારો પ્રયાસ થઈ શકે તેટલો કરવાનું કહ્યું અને પછી, તેમાંથી સૌ સારાં વાનાંજ થશે, એવા પરિણામમાં શ્રદ્ધા મૂકવાનું કહ્યું.

એમણે કહ્યું કે:—ઉદાહરણ તરીકે હું કહીશ કે જ્યારે મરઘી આઠ, દશ કે બાર ઇંડાં મૂકે છે, અને તેની ઉપર બેસીને તેને સેવે છે, પછી એમ ભય લાવીને પોતાને પ્રશ્ન કરવાની જરૂર રહેતી નથી કે "અરે, શું મારાં બચ્ચાં તેમના પંજાની કે ચાંચની તીક્ષ્ણ અણી વડે આ કોટલાં* ભાગી શકશે અને બહાર નીકળી શકશે ખરાં?" (કામ–કર્ત્તવ્ય–કર્યા પછી પરિણામ–ફળ–જ વિષે મરઘીને ચિંતા રાખવી પડતીજ નથી. સારી નિષ્ઠાથી કામ કર્યું હોય તો ઇશ્વર એની મેળે ફળ આપેજ છે); એજ પ્રમાણે જો તમે સીધે માર્ગે–સન્માર્ગે–ચાલ્યા જશો, તો પછી તમારે અંદેશો, સંશય કે ભય ધરવાની જરૂરજ રહેતી નથી; કારણ કે (મરઘીનાં બચ્ચાંની પેઠે) તમે આપોઆપ પ્રકાશ–સત્ય જ્ઞાનની પ્રસાદી–નિર્વાણ પામશો."

---

## (૩૩)

રાજર્ષિ ભર્તૃહરિએ કહ્યું છે કે:—

"વિપત્તિ વખતે ધૈર્ય, અભ્યુદયના સમયે ક્ષમા, સભામાં વાક્ચાતુર્ય, યુદ્ધમાં પરાક્રમ, યશપ્રાપ્તિ અર્થે અત્યંત સ્પૃહા, શ્રુતિ–સ્મૃતિ–પુરાણાદિક શાસ્ત્રના ગ્રન્થોના અધ્યયન પ્રત્યે પૂર્ણ અભિરુચિ–આ ગુણ મહાત્માઓમાં સ્વાભાવિક રીતેજ માલમ પડે છે."

---

## (૩૪)

## "પિંપળ ગામનો મેરાઈ."

---

### (પિંપળ ગામનો મેરાઈ).

નાના ફડનવીસના સમયમાં પિંપળ ગામમાં એક મેરાઈ રહેતો હતો; તે એવી બડાઈ મારતો હતો કે "હું કોઈથી પણ ગાંજ્યો જાઉં તેવો નથી; એટલુંજ નહિ પણ મોટા પુરુષોની સાથે પણ તેમના સરખા દરજ્જાનો હોઉં એ રીતે વાત કરી શકવાની મારામાં હિંમત છે." નાના સાહેબ પણ જો મને રસ્તામાં સામા મળે તો બેધડક તેમની સાથે વાત કરી શકું." મેરાઈની આવી બડાઈની વાત નાના સાહેબને કાને પહોંચી.

---

* (મરઘીનાં ઇંડાંનું બહારનું આવરણ–ઢાંકણ–કવચ–કોચલું.)

તેથી તેમણે એ મેરાઈને તાવી–કસી–જોવા માટે દરબારમાં બોલાવ્યો. એ મેરાઈએ પૂર્વે દરબારનાં બારણાંનાં પણ દર્શન કદાપિ કર્યાં નહોતાં, તેથી જેવો તે રાજદરબારમાં દાખલ થયો કે તરતજ દરબારનો ઠાઠ જોઈને બાવરોજ–દિઙ્મૂઢ થઈ ગયો. **નાના સાહેબે** ક્રોધ ચઢાવ્યા જેવો ખોટો ડોળ કરીને તેને મોટેથી પૂછ્યું કે:—

"અલ્યા તારૂં નામ શું ?"

રાજદરબારમાં પેસતાંજ અડધો તો બાવરો તે મેરાઈ થઈ ગયો હતો, તેમાં પણ **નાના સાહેબ**નો ભવ્ય દેખાવ અને હોંકારો–ઉચ્ચ સાદ–સાંભળીને તેનાં ગાત્ર સાવ શિથિલજ થઈ ગયાં. તેથી તે ગભરાઈ ગયો અને ગભરાટમાં–ધ્રુજતાં ધ્રુજતાં–બે હાથ જોડીને નીચે મુજબ તેણે તોતડો જવાબ આપ્યો:—

"**મિં**પળ ગામનો પેરાઈ છું, સાહેબ." ("**મિં**પળ ગામનો મેરાઈ" એવું કહેવાને બદલે 'પ' અને 'મ' એ અક્ષર અરસ્પરસ અવળા બોલી જવાયા !)

મેરાઈ ( તે દિવસથી ) તેની બધી બડાશ વિસરી ગયો ! તે ખરેખરી છાતીવાળો માણસ નહોતો, પણ શેખીખોરજ–ખોટી બડાશ મારનારોજ–હતો !

---

## ( ૩૫ )

ઇ. સ. ૧૮૧૪ ની સાલમાં એક દિવસ એક મજુરે **સ્ટી**વ્હન્સનને ઘેર દોડતાં દોડતાં જઈને ત્રાસજનક સમાચાર કહ્યા કે કોયલાની ખાણના છેક ઉંડામાં ઉંડા ભાગમાં આગ લાગી છે. તેણે આ સમાચાર સાંભળ્યા કે તરતજ તે ખાણનું મોઢું જે તેના ઘરથી આશરે સો યાર્ડ દૂર હતું, ત્યાં દોડતો જઈ પહોંચ્યો; અને ખાણમાં કામ કરનારાનાં બૈરાં છોકરાં પણ ભય અને ત્રાસથી બાવરાં અને અધીરાં થઈ ગયાં હોય એમ તે જગા તરફ જોરથી દોડી આવવા લાગ્યાં. **સ્ટી**ંહન્સને હિંમત રાખીને એન્જીનવાળાને કહ્યું કે: "તું મને નીચે લઈ જવાની ટોપલી–માંચી ( જેને અંગ્રેજીમાં 'કૉર્વ્હે'='Corve' કહે છે તે ) માં બેસાડીને ભોંયરામાં ઉતરવાના પોલાણ માર્ગમાં થઈને છેક નીચે ખાણમાં મને ઉતાર." નીચે તેને જોખમ–અને કદાચ મૃત્યુ પણ–વહોરવું પડે તેમ હતું, તોપણ તેણે ધાર્યું કે: "મારે ગયા વિના નહિજ ચાલે." આમ કહીને તે જેવો નીચે ઉતરી પડ્યો, તે વખતે ખાણના છેક ઉંડા અંધારાવાળા ભાગમાં કામ કરનારા મજુરોના મોંમાંથી નિરાશા, ત્રાસ અને કષ્ટની બુમો, રાડો, રોકકળ અને કીકીઆરીઓ

નીકળતી હતી, તે ખાણુના છેક મોં આગળ ઉભા રહેલા લોકો સાંભળતા હતા; તે લોકો તો આ બહાદુર અને હિંમતવાળા માણસને એકદમ નીચે ઉતરી જતો જોઈને આશ્ચર્યથી દિઙ્મૂઢજ થઈ રહ્યા !

એ માણુસ બહુજ થોડીવારમાં છેક તળીયે મજુરોની આગળ જઈ ઉભો. એ મજુરો તો ખાણુમાં તેમના સઘળાને માથે જે જિંદગીતું જોખમ આવી પડયું હતું તેના વિચારથી અને ત્રાસથી સાવ નરમ અને નિરાશ થઈ ઊભા રહ્યા હતા. જેવી માંચી ભોંય તળીયે અડી કે તરતજ તે તેમાંથી બહાર કૂદી પડયો, અને એ શિથિલ થઈ ગએલા મજુરોને હિંમત આપી મોટે અવાજે કહ્યું કે: "બધા આઘા ખસી જાઓ. તમારામાંથી પાંચ સાત માણસો જે મારી પાછળ પાછળ આવવા જેટલી હિંમત ધરાવી શકે તેમ હોય તેઓ મારી પાછળ પાછળ ચાલ્યા આવો; અને આપણે ઘણીજ થોડીવારમાં આગ બુઝાવી શકીશું.

કિલિંગવર્થના રહીશોને જ્યારે સ્ટીવન્સનના શબ્દો ઉપર બહુજ શ્રદ્ધા હતી; તેથી તેઓ તેની પાછળ પાછળ જવાની બહુજ ખુશીથી હા પાડી. પૂર્વે એક ક્ષણ ઉપર ત્રાસની અને અધીરાઇની રો કકળ જ્યાં આવી રહી હતી ત્યાં બીજીજ ક્ષણે સાવ શાંતિ–ચૂપકી–પ્રવર્તી રહી; અને માણસો કામે વળગી ગયાં. દરેક ખાણુમાં, ઈંટો, ચૂનો અને ઓજાર હાજર હોવાથી તે લેવા જવું પડે તેમ નહોતું; તેથી સ્ટીવન્સનની સૂચનાનુસાર અમુક જગાએ એ બધું આણી દેવામાં આવ્યું, અને ઘણાજ અલ્પ સમયમાં આગ લાગેલા ઓરડાનું બારણું–મોં–દીવાલ ચણીને પૂરી દેવામાં આવ્યું. એણે (સ્ટીવન્સને) પોતે આ કામ કરવામાં સૌથી અધિક આગળ પડતો ભાગ લીધો હતો. દીવાલથી મોં પૂરી દીધાથી બહારની હવા આગ લાગેલા ખંડમાં પ્રવેશ કરવા પામી નહિ, તેથી આગ બુઝાઈ ગઈ! અને લોકોનો નાશ થતો અટકયો ! અને ખાણુનું પણ રક્ષણ થયું.

---

## ( ૩૬ )

આશરે દોઢસો વર્ષ ઉપર પાણીપતના મેદાનમાં રોહીલાઓએ અને પઠાણોએ મરાઠાઓનો સખ્ત પરાજય કર્યો હતો અને તેમાં મરાઠાનાં બહુજ માણસો માર્યા ગયાં હતાં. ત્યાર પછી આઠ વર્ષ પછી વિશાજી કૃષ્ણા બીનીવાળે નામના એક મરાઠા સરદારને આખા મરાઠા સૈન્યનો ઉપરી સરદાર (સેનાધિપતિ) નીમવામાં આવ્યો. તેણે મરાઠા સરદારો

સિંધીયા અને હોલ્કરની મદદથી પથારગઢ આગળ રોહીલાઓને હરાવ્યા હતા. તે લડાઈમાં તેણે અદ્ભુત પરાક્રમ ને બહાદુરી બતાવ્યાં હતાં; અને પેશ્વા સરકારની તારીફ (પ્રશંસા) મેળવી હતી.

પણ લડાઈ બતાવવાની હિંમત સિવાય બીજી તરેહની પણ હિંમત હોય છે, અર્થાત બીજી રીતે પણ હિંમત બતાવી શકાય છે. મરાઠી નૌકા-સૈન્યનો ઉપરી કાન્હોજી આંગ્રેનું નામ તમે સાંભળ્યું હશે. ઈ. સ. ૧૭૨૪ માં તેના મૃત્યુ પછી તેના પુત્ર સેખુજીએ પોતાના બાપનો ઓદ્ધો ફક્ત ચાર વર્ષ સુધી ભોગવ્યો. અને પછી મરણ પામ્યો. તેના મરણના સમાચાર સાંભળીને બાજીરાવ પેશ્વાએ સેખુજીની મા લક્ષ્મીબાઈ ઉપર એક દિલાસા-પત્ર લખ્યો હતો; તેનો તે બાઈએ નીચે પ્રમાણે ઉત્તર આપ્યો હતોઃ—

"આપનો પત્ર મળ્યો, અને તેમાં લખેલી વિગત વાંચી. મારા પુત્રના મરણથી થએલા શોકમાં આપે મને દિલાસો આપ્યો છે, અને બીજાં સગાંવહાલાંને સમજાવવાનું આપે મને લખ્યું છે. જે થવાનું છે તે થયા વિના રહેતુંજ નથી. કોઈથી રોકી શકાતુંજ નથી. શોક કર્યાથી શું ફળ નીપજે એમ છે? હવે તો શોકને દૂર કરીને ભૂતકાળમાં મેળવેલો યશ સદા સ્મરણમાં રાખી મૂકવાનો ધર્મ છે. તેથી મારા પુત્રના મરણનો શોક હું ત્યજી દઈશ."

આ પ્રમાણે તે સ્ત્રીએ દુઃખમાં હિંમત ધરી, અને પોતાના પતિના અને પુત્રના મરણનો શોક છોડી દઈને તેમણે દરિયાઈ યુદ્ધોમાં જે વિજય મેળવ્યા હતા ને યશ મેળવ્યો હતો તેનું સ્મરણ કર્યા કર્યું.

**ભાગ ૧ લો-સમાપ્ત.**

# ૮

## કામ અને ઉદ્યોગ.

[ વાંચોઃ—વર્નાક્યુલર વાચનમાળા પુ. ૭ મું પાઠ ૪૬ મો. ]

( ૩૭ )

પ્રાચીન કાળમાં એક વખત **ઑજીયસ** નામે રાજા થઈ ગયો. તેની કને ઘણાંજ ઢોર હતાં. ૩૦૦૦ ઢોર એક સામટાં માય એવડો મોટો તેને ત્યાં એક તબેલો હતો. પણ તેના નોકરોએ પોતાનું કામ બરાબર કર્યું નહોતું; અને એ બધાં ઢોરનાં છાણ–મૂતરનો તે રોજ વાળી લેવામાં નહિ આવેલાં હોવાથી મોટો ગંજ–ઢગલો–બની રહ્યો હતો, અને એ તબેલા પાસે કોઈ આવતું તો તેનું નાક એ ઢગલામાંથી નીકળતી દુર્ગંધથી ફાટી જતું હતું. બહાદુર **હ**ર્ક્યુલીઝે રાજા પાસે આવીને કહ્યું કે: "જો તમે મને તમારાં દશમા ભાગનાં ઢોર આપો તો હું તમારો તબેલો વાળી દેઉં." રાજાએ એની એ માગણી કબુલ રાખી.

**ઑજીયસ** રાજાના તબેલા પાસેજ એક નદી હતી. તે **હ**ર્ક્યુલીઝે જોઈ. તેણે નદી પાસે ખાઈ ખોદી, અને તે છેક તબેલા સુધી લીધી; જેથી નદીનું પાણી, એ ખાઈ વાટે ઢોરના તબેલામાં જાય. ખાઈ ખોદાઈ રહી કે તરત મોટો અવાજ કરતું તે નદીનું પાણી ખાઈ વાટે પેલા તબેલામાં પેઠું, અને તેમાં એકઠો કરી રાખેલો છાણ–મૂતરનો ઢગલો પાણીથી ધોવાઈને તણાઈ ગયો, અને જગા સ્વચ્છ અને દુર્ગંધરહિત થઈ ગઈ. **હ**ર્ક્યુલીઝે પછી એ ખાઈનાં પાણી પાછાં નદીના પ્રવાહ તરફ વાળ્યાં, અને પછી રાજાને એના તબેલાની ગંદકી સાફ કર્યાના સમાચાર કહેવા ગયો !

* * * * * *

અને આજે પણ પૃથ્વી ઉપરનાં ઘણાં મોટાં શહેરોની ગંદકી પણ એ પ્રમાણેજ શું દૂર કરવામાં નથી આવતી ? **મુંબઈ**, **કલકત્તા**, **લંડન**, **પારિસ**, **બર્લિન**, **ન્યૂયૉર્ક**, અને **ચી**કાગો જેવાં મોટાં શહેરોમાં શું થાય છે ? આવાં મોટાં શહેરોમાં દરેક ઘરમાંથી એવી ગંદકી 'ગટર' મારફત બહાર નીકળી જાય છે, એ 'ગટરો'ને રસ્તા ઉપરની ભોંયમાં દાટેલી મોટી 'ગટરો' સાથે જોડી દેવામાં આવેલી હોય છે, તેમાં એ નાની 'ગટરો'નું ગંદુ પાણી વહે છે અને એ રીતે આખા શહેરનું ગંદુ પાણી શહેર બહાર દૂર લઈ જવામાં આવે છે. કેટલીકવાર એ 'ગટર'ને છેક દરિયા સુધી લઈ જવામાં આવેલી હોય છે, તેથી દરિયાના વિશાળ જળસમુદાય ભેગું એ ગંદુ પાણી ભળી જાય છે, અને તેથી તેની ગંદકીથી થતું નુકસાન અટકે છે. આ ઉપરથી મને કાલીય નાગની વાત યાદ આવે છે. એ કાલીય નાગને શ્રી કૃષ્ણે સરોવરમાંથી બહાર કાઢીને એક દૂરના દ્વીપ ઉપર જ્યાં તે કોઈને ઇજા કરી શકે નહિ ત્યાં

મૂકી દીધો હતો. કારણકે ખરેખર 'ગટર'નું ગંદુ પાણી પણ બીજે સ્થળે કોઈ જાતના ઉપયોગમાં લઈ પણ શકાય છે. તે છોડના ખોરાક કે ખાતર તરીકે ઉપયોગમાં લઈ શકાય છે. તે એક સ્થળે મરણ નીપજાવનારૂં થઈ રહે છે, અને બીજેજ સ્થળે તે જીવનનું પોષક થઈ પડે છે. પ્રોફેસર ટિન્ડૉલ નામે એક વિદ્વાન્ અંગ્રેજ શિક્ષકે એક વખત કહ્યું હતું કેઃ "કચરો કે ધૂળ માત્ર અયોગ્ય સ્થળે આવી રહેલો પદાર્થ છે." એ પદાર્થને તેના અયોગ્ય સ્થાનમાંથી ખસેડીને યોગ્ય સ્થાનમાં લઈ જઈને મૂકવો એ મનુષ્યનું કામ છે.

અથવા તો, કેટલાંક શહેરોમાં એવી 'ગટર'માં થઈને વહેતા ગંદા પાણીને અમુક જગા—જેને અંગ્રેજીમાં "સુએજ ફાર્મ" કહે છે—ત્યાં લઈ જવામાં આવે છે. ત્યાં તે જમીનના થરોમાં થઈને નીચે ભરે છે, અને એ રીતે કચરો અને ગંદો પદાર્થ તારવી જઈને ઉપર પડયો રહે છે, અને સ્વચ્છ જળ પાતાળમાં ચાલ્યું જાય છે; અને 'સુએજ ફાર્મ'માં પડયો રહેલો કચરો ખેતરમાં પાથરી દેવામાં આવે છે અથવા જમીનમાં ખાડા ખોદીને પૂરી દેવામાં આવે છે, જેથી જમીનનો કસ સુધરે છે અને ઘાસ અને અનાજના પાક માટે સારી—ફળદ્રુપ—રસાળ—જમીન તે બની રહે છે.

આ સઘળું સખ્ત મજુરીનુંજ કામ છે.

*　*　*　*　*　*

શ્રીકૃષ્ણને કાલીય નાગનો ડંશ ગમ્યો નહોતો, પણ સામાન્ય જનસમાજનું કષ્ટ દૂર કરવા ખાતર ડંશની પીડા વેઠવી તેમને ગમી હતી.

જળરાક્ષસ (હાઈડ્રા)ને મારવો અગર ૩૦૦૦ ઢોરના તબેલાની ગંદકીમાં કામ કરવું એ હર્ક્યુલીઝને ગમ્યું નહિજ હોય.

જે માણસો 'ગટર'ની નળીઓ સાંધે છે અગર 'સુએજ ફાર્મ'નો કચરો ગાડામાં ભરીને અથવા હોડી મારફત દરિયામાં ખાલી કરવાનાં કામ કરે છે અથવા તે 'ફાર્મ'માં ભોંયના થરોમાં થઈને નીચે ભરીને ચાલ્યું જાય એ કામ ઉપર દેખરેખ રાખવાનું કામ કરે છે, તેમને ખરાબ દુર્ગંધ અને મરોડીની વચ્ચે ઊભા રહેવું ગમતું તો નહિજ હોય; પણ તેઓ એ જાતની પોતાની ફરજ ન બજાવે તો પછી શહેરમાં પણ આપણાથી કેવી રીતે રહી શકાશે?

હર્ક્યુલીઝને દશમા ભાગનાં ઢોર ઇનામ તરીકે મળ્યાં તે ઠીક થયું.

કાલીય નાગનો પરાજય કીધા પછી શ્રીકૃષ્ણ બહાર આવ્યા ત્યારે લોકોએ તેમની ચોમેર વીટળાઈ વળીને શાબાશીના અને પ્રેમના ઉદ્ગારો કર્યા તે પણ યોગ્યજ હતા.

'ગટરો'ના ખોદનારા જેમને અંગ્રેજીમાં 'નાવિઝ' (navvies) કહે છે તેમને અને એન્જીનીયરોને આપણે પગાર ઈનામ તરીકે આપીએ છીએ. પણ આપણે વિશેષ આપવું જોઇએ. એ લોકો પોતાની મહેનત અને ઉદ્યોગથી શહેરનો કચરો વાળે છે અને ગંદકીમાંથી શહેરને મુક્ત કરીને, ઘણાં માણસોને મૃત્યુના પંજામાંથી છોડાવે છે તે માટે એ હિન્દુસ્તાન, ફ્રાન્સ, જર્મની, અમેરિકા વગેરે દેશોના બહાદુર કામ કરનારા મજુરો જેવા મજુરોને આપણે પગાર ઉપરાંત ધન્યવાદ આપવો જોઇએ, અને તેમનું ભલું ઇચ્છવું જોઈએ.

---

## ( ૩૮ )

વીજળી મોટા ઝાડપર પડે છે, અને તેને બાળીને કોયલો કરી નાંખે છે. માણસ એ નાશકારક ભડકાથી બીએ છે. કુદરતની શક્તિથી મનુષ્ય બીએ છે.

પ્રાચીન સમયના ગ્રીક લેખક હેરોડોટસનાં પુસ્તકોમાં આપણે વાંચીએ છીએ કે ઉત્તર આફ્રિકામાં તે સમયે વસતી એક પ્રજા દક્ષિણ તરફથી આવતા ઊના પવનથી બહુજ કંપતી હતી. આ પવનથી તેમનાં તળાવોનાં પાણી સૂકાઈ જતાં અને તેઓ તરસ્યા અને નિરાશ બની જતા. મોટી ઉંમરના લોકોએ પછી લડાઈનો વિચાર ચલાવવા માટે એક સભા મેળવી, અને તેમાં દક્ષિણના પવનની સામે લડાઈ ચલાવવાનો ઠરાવ થયો; અને તેઓ તીર, કામઠાં અને ભાલા લઈને લડવા નીકળી પડયા. પછી દક્ષિણનો પવન વાયો, અને રણમાંથી રેતીના ઢગ આકાશમાં ઉંચે વાદળની પેઠે ચઢી આવી, લડનારાં માણસને રેતીથી ઢાંકી દીધાં અને તેમને પછી રેતીના ઢગલા તળે દાટી પણ દીધાં; અને એ રીતે કુદરતના બળે નિર્બળ મનુષ્યનો પરાજય કીધો.

સમુદ્રનું બળ પણ અસાધારણ છે. કિનારા ઉપર આવેલા કઠણ અને મજબુત ખડકોને તે તોડી નાખે છે. અસંખ્ય મોટાં વહાણોને અને કાફલાઓને તે ઉથલાવી નાખે છે, તેમ છતાં થોડે થોડે મનુષ્ય તે ઉપર પોતાની સત્તા જમાવતો આવે છે. પ્રથમ મનુષ્ય સમુદ્રથી ડરતો. હવે મહાસાગર ઉપર સ્ટીમરો અને આગબોટોમાં બેસીને તે મુસાફરી કરે છે.

જાન્યુઆરી મહિનામાં ગંગાના મુખ આગળ મેળો ભરાય છે, તે વખતે લોકો સમુદ્રમાં નાળીયેર, ફળ, ફૂલ, નાનાં મોતી, મણકા, સીપો વગેરે નાખે છે, અને જળદેવતાની સ્તુતિ કરે છે.*

---

* મુડૅાકકૃત "હિન્દુ અને મુસલમાનના ઉત્સવો–મેળા–વગેરે." પૃ. ૯.

આ પ્રમાણે પ્રથમ મનુષ્ય નિર્બળ હતો અને કુદરતથી ડરતો હતો.

તેણે કુદરત સામે બાથ ભીડવા માંડી પણ હાર ખાધી.

પછી બળીદાન આપીને કુદરતની સત્તાને રાજી કરવા તે યત્ન કરે છે.

અને કુદરતની શક્તિને જીતીને તેને મનુષ્ય કદાપિ કાબુમાં રાખશે ખરો?

પાણીને ઉકાળ્યાથી, ઉત્પન્ન થએલી વરાળ તો તમે દીઠી હશે. વરાળ અસાધારણ બળ ધરાવે છે. તેની ગરમીથી માણસ બળીને મરી જાય છે. તે એટલી બધી જબરી છે કે મનુષ્ય તેને લોઢાના 'બૉઇલરમાં' પુરી રાખે છે તોપણ કેટલીક વખત તે 'બૉઇલર'ને ચીરીને તેમાંથી બહાર નીકળી છૂટે છે; અને તે વખતે એ મજબુત ધાતુના એવા જોરથી ઝીણા અસંખ્ય કટકા કરી નાંખે છે કે પાસે ઉભેલા માણસને વાગવાથી તે તત્કાળ મરી જાય છે. પણ વરાળનું આટલું બધું બળ છતાં માણસ તેને કાબુમાં રાખીને, ગાડીઓ ચલાવવા માટે અગર સુતર કાંતવા માટે અગર લાકડાં ચીરવા માટે મોટાં એન્જીનો તેની કને ચલાવરાવે છે.

માણસે જે કુદરતની બીજી શક્તિપર કાબુ મેળવ્યો છે તે વીજળીક બળ છે. દોરડાવાટે તે વીજળીને ધકેલી મોકલે છે અને તારના સંદેશા લઈ-જવા લાવવાનું કામ તેની કને કરાવરાવે છે. ઘરમાં અને રસ્તા ઉપર દીવા સળગાવવામાં, ઘરના ઓરડાઓમાં ગરમી ભરી રાખવામાં, અનાજ રાંધવા-માં, અને ગાડીઓ, ટ્રામ અને વહાણો હંકારવાનાં કામમાં મનુષ્ય વીજળી-નીજ મદદ લે છે—વીજળીનોજ ઉપયોગ કરે છે.

કુદરતની શક્તિ જેથી મનુષ્ય પ્રથમ બહુજ ડરતો હતો તેનીજ ઉપર વખત જતાં માણસે પોતાની સત્તા જમાવવા માંડી તેનું શું કારણ હશે?

તેનું કારણ તેના અંતઃકરણની હિંમત; તેનું મજબુત બાહુબળ; અને તેની વિચાર શક્તિ અને એ ઉપરાંત તેનો ઉદ્યોગ.

મનુષ્યના ઉદ્યોગનો પ્રભાવ અદ્ભુત છે. મનુષ્ય પોતાના કામથી—પ્રામાણિક અને ઉમદા કામની સહાયથી—પૃથ્વી—ભૂમિ—ના આકારમાં ફેરફાર કરે છે. તે વડે ( કામ વડે ) તે રણનો બગીચો બનાવે છે, અને ઉજડ જમીનને ફળદ્રુપ બનાવે છે.

બંગાળાના બાકરગંજ પ્રાંતમાં એક વખત કેટલીક ભેજવાળી ઉજડ જગા હતી; અને ઘણાં વર્ષો ઉપર લોકો એ પાણીનાં ખાબોચીયાંથી ભરેલી ઉજડ જગા જોઈને, તેને ઉપયોગમાં લેવાનું મન થતાંની સાથેજ કહેતા કે:

"આ ભેજવાળી જગા કશા પણ ઉપયોગની નથી. તે સારા પાણીની જગા પણ ન કહેવાય તેમ સારી ભૂમિ પણ ન કહેવાય."

પણ જ્યાં અગાઉ કાદવ કીચડવાળી જગા હતી, ત્યાં આજે સુંદર વૃક્ષો ઉગી રહેલાં અને મજબુત ઘર બાંધેલાં જોવામાં આવે છે.

આ કામ કોણે કર્યું?

બંગાળાના ચાંડાલોએ.

કેટલાક અભિમાની લોકો કહેશે કે "ચાંડાલો સાધારણ બુદ્ધિના માણસો કહેવાય. તેઓ આપણાથી બહુજ ઉતરતા–હલકા–દરજ્જાના લોક છે."

વારૂ, પણ એ ચાંડાલોએ તો બહુ સારૂં કામ કરેલું છે. તેમણે નિરુપયોગી ખાબોચીયાં વાળી જગાને તેઓએ ફળદ્રુપ અને ઉપયોગી બનાવી છે. તેઓએ એ કામ બે રીતે કર્યું:—

( ૧ ) તેઓએ મોટી નદીઓમાંથી નહેરો ખોદીને તે વાટે નદીના ભરતીના પાણીને ત્યાં વાળ્યું; અને એ ભરતીએ દરરોજ બેવાર ત્યાં પાણી મોકલીને પ્રત્યેક વખત કીચડ અને માટીના થર ત્યાં કર્યા છે. એ રીતે મટોડીના થર ધીમે ધીમે ઉંચા બંધાયાથી તે જમીન ઉંચી ચઢી આવી છે, અને તેથી હવે તે ભાગમાં પાણી ભરાઈ રહેતું બંધ થયું.

( ૨ ) એ ખાબોચીયાંમાં ઉગતા ઘાસને વાઢી લઈને તેને ગુંથીને તેની સાદડીઓ બનાવતા, અને એવી અસંખ્ય સાદડીઓને એક ઉપર બીજી એ રીતે તે ખાબોચીયામાં મૂકતા, એમ દિવસોના દિવસો સુધી અને મહિનાના મહિના સુધી અને વર્ષોનાં વર્ષો પર્યન્ત કરવું જારી રાખ્યાથી તે સાદડીઓનો ઢગ એટલો તો મોટો થતો કે એ ખાડા પૂરાઈ જતા, અને એ રીતે તેઓ નવી જમીન "બનાવતા" અગર "તૈયાર કરતા."

બંગાળાના ચાંડાલોના આવા ઉપયોગી ઉદ્યોગને માટે આપણે તેમને માન આપવું ઘટે છે.

ઘણા જુના વખતમાં હિન્દુસ્તાનમાં દરેક ગામમાં મીસ્ત્રી અને સુતાર મુખ્ય માણુસ જેવા ગણાતા. તેઓ ખાટલા, પલંગ, પાટલા, આસન અને એવી બીજી જુદી જુદી જાતની બેઠકો બનાવતા. વળી, તેઓ રથ બનાવતા, જેમાં બેસીને સૈનિકો સંગ્રામમાં લડવા જતા.

પણ રથને બનાવીને, તેને પોતાના કારખાનાની બહાર મોકલી દઈને સુતાર પોતાનું કામ થઈ રહ્યું એમ સમજતો નહોતો. રથ હાંકવાનું કામ

પણ પોતે જાણતો અને કરી શકતો. યુદ્ધના રથમાં બેસીને રથને જોડેલા ઘોડાને તે હાંકીને યુદ્ધના મોખરા સુધી તે લઇ જતો. જો રથ બરાબર બન્યો ન હોય, અને જો તેનાં પૈડાંમાં કંઈ વાંધો કે ખામી રહી હોય તો પોતાની કસુરને માટે જોખમ પોતાનેજ વેઠવું પડતું.

ખરાબ રથ, ખરાબ પૈડું, ખરાબ મેજ, ખરાબ ખુરશી, ખરાબ ઘર, ખરાબ બારણાં, ખરાબ પોશાક, ખરાબ જોડા, ખરાબ યન્ત્ર અગર ખરાબ હોડી, ગમે તે વસ્તુ પણ ખરાબ રીતે જો બનાવેલી હોય તો તેનું નુકસાન કેટલીક વાર બનાવનારે અને કેટલીક વાર બીજા લોકને પણ વેઠવું પડે છે.

કીડીઓનાં દરમાં તમે કીડી થયા હોત તો કીડીની જાતને લાભ થાય એવું સારૂં કામ કરનાર કીડી થવાની તમે ઇચ્છા ન રાખો ?

મધપૂડામાં તમ મધમાખી થયા હોત તો મધમાખીની જાતને લાભ થાય એવું સારૂં કામ કરનારી મધમાખી થવાની શું તમે ઇચ્છા ન રાખો ?

જો તમે હિન્દુસ્તાનમાં છોકરા કે છોકરી થઈને જન્મ્યા હો તો જે કામ કર્યાથી તમારી વહાલી-પ્રિય-માતૃભૂમિનું શ્રેય થાય એવું કરી શકો તેવા ઉપયોગી દેશજન થવાની શું તમે ઇચ્છા ન રાખો?

ગાંધાર રાજ્યમાં પ્રાચીનકાળમાં એક ગુરુ પાસે ૫૦૦ શિષ્ય હતા. બળતણ લાવવાને માટે તેમને એક દિવસ જંગલમાં તેણે મોકલ્યા.

એ બધા શિષ્યોમાં એક એવો શિષ્ય હતો, તેની કામ કરવાની દાનત ઓછી હતી, તેથી તેના કામ નહિ કરવાથી તેને બદલે બીજાને કામ કરવાનો અધિક બોજો વેઠવો પડતો તેની તેને દરકાર નહોતી. તે એક મોટા ઝાડ પાસે આવ્યો, અને જોયું કે એમાંથી મને પુષ્કળ સૂકી લાક-ડીઓ મળી શકશે. આવું ધારીને તે એની નીચે સૂઈ રહ્યો, અને ઉંઘી ગયો; અને તેના સાથીઓએ લાકડાં વીણવાનું જારી રાખ્યું. તેઓ થોડી વારમાં પોતપોતાને માથે બળતણની એકેક ભારી મૂકીને ગુરુના ઘર તરફ જવા નીકળી પડ્યા, એટલામાં પેલો આળસુ શિષ્ય જાગી ઉઠ્યો.

જાગ્યા પછી તે ધીમે ધીમે ઝાડ ઉપર ચડ્યો, અને એક ડાળી તોડી; પણ તેની ઉંઘ હજી ઊડી નહોતી અને જરાક બેદરકારીથી ડાળી તોડી તેથી તેનો એક છેડો તેની આંખમાં ભોંકાયો અને થોડીકવાર સુધી તે તે આંખથી બરાબરા જોઈ શક્યો પણ નહિ. પછી માત્ર બીજી સારી આંખની મદદથી, તેણે જેમ તેમ કરીને ગમે તે સ્થળેથી બળતણ ભેગું કરીને તેણે

ગુરુના ઘર તરફ ચાલવા માંડયું; પણ તેને ખબર નહોતી કે પોતાને માથે જે બળતણની ભારી પોતે રાખી છે તે તો માત્ર લીલાં અને માલ વિનાનાં બળતણ છે.

તે ગુરુને ઘેર એ ભારી લઈને ગયો.

થોડેક દૂર આવેલા પાસેના ગામમાં જમવા જવાનું ગુરુને નિમન્ત્રણ મળ્યું હતું.

તેથી, તેમણે પોતાના શિષ્યોને બીજે દિવસે પ્રાતઃકાળે વહેલા ઉઠીને, 'ચોખાની રાબડી શીરાવી લઈને એ ગામ જવાની' આજ્ઞા કરી દીધી હતી.

તેઓ પ્રાતઃકાળમાં ઉઠયા અને કામ કરનારી નોકરને રાબડી બનાવવાનું કહ્યું. તેથી તે બળતણ લેવા ગઈ, અને લાકડાંના ઢગલાની છેક ઉપર પેલા આળસુ છોકરાએ આણેલી લીલા બળતણની ભારી તેને હાથ લાગી; અને તેવડે તેણે દેવતા પાડવા માંડયો. તેણે કેટલીકવાર સુધી ફુંકયાજ કર્યું, પણ તે દેવતા પાડી શકી નહિ, અને તેથી ભૂખ્યા શિષ્યો માટે ચોખાની રાબડી તે રાંધી શકી નહિ.

સમય થઈ ગયો, સૂર્ય નારાયણ આકાશમાં ઉંચે મધ્યમાં આવી પહોંચ્યા હતા; અને હજી પણ શિષ્યો નીકળી શકયા નથી. ગુરુએ વિલંબ થવાનું કારણ પૂછયું, જે વિષે શિષ્યોએ તેને ખુલાસો કર્યો.

ગુરુએ જવાબ આપ્યો કે "જુઓ, એકજ માણસના આળસથી કેટલા બધાને નુકસાન વેઠવું પડે છે એ તમે આ ઉપરથી સમજ્યા હશો. એક શિષ્યના આળસથી ૫૦૦ શિષ્યોને વિલંબ વેઠવો પડયો."

( ૩૯ )

કોઈ બે ભાઈઓ હતા.

એક ભાઈ સારાં વસ્ત્ર પહેરતો, કેડે સોનાનો કંદોરો રાખતો અને હાથ જોડીને સુલતાનની રૂબરૂમાં ઉભો રહેતો.

બીજા ભાઈની પાસે સોનાનો કંદોરો નહોતો. તે પોતાના હાથથી મહેનત મજુરી કરતો.

એ હાથે મહેનત કરનાર કારીગરને રાજદરબારના એક અમલદારે પૂછયું કેઃ—"તમે સુલતાનની નોકરી લેઈને આ મહેનત મજુરીમાંથી છૂટા થવાની કેમ ઇચ્છા રાખતા નથી ?"

એ કારીગર ભાઈએ જવાબ આપ્યોઃ "પણ, તમે તમારે પોતાને હાથે મહેનત કરીને પોતેજ શેઠ કેમ થવાની ઇચ્છા રાખતા નથી ?" કારણકે

એક ડાહ્યા પુરુષે× કહ્યું છે કેઃ–"સોનાનો કંદોરો કેડે પહેરીને રાજદરબારમાં નોકર તરીકે ઉભા રહેવું તેના કરતાં મઠબાજરીનો રોટલો ખાઈને જમીન ઉપર (સ્વતંત્ર રીતે) બેસવું તે વધારે સારૂં છે."

વારૂ, ત્યારે હવે આપણે એ બે ભાઈઓ વિષે વિચાર કરીએ.

તેઓ બે જુદી જુદી જાતના ધંધા આદરે છે. એક હાથની મહેનતનું કામ કરતો હતો. બીજો રાજદરબારી હતો–અર્થાત્ રાજદરબારમાં એક અમલદારના હોદ્દા ઉપર હતો. એક ભાઈ પોતાના હાથની મદદથી મહેનત–મજુરી–કરતો; બીજો ભાઈ બે હાથ અમથા જોડીને ઉભો રહેતો.

પેલો કારીગર ઉપયોગી હતો? આપણા સમજવા પ્રમાણે તો તે ઉપયોગી ખરો. અલબત્ત, કેટલાક માણસો પોતાના હાથનો ઉપયોગ કરે છે તો ખરા, પણ તે ફોકટજ. દાખલા તરીકે કેટલાક માણસો આખો દિવસ સસ્તા ઔષધની શીશીઓ ભરે છે, અને જાતજાતની ભૂકીઓ એકઠી મેળવીને ઔષધ તૈયાર કરે છે એ બન્નેમાંથી એકેક જાતનાં ઔષધ લીધાથી માંદા માણસને લાભ થતો નથી પણ ઉલટું નુકસાન કોઈકવાર થવાનો સંભવ રહે છે–આવા લોકોનો ઉદ્યોગ નિરર્થક અને નિરુપયોગીજ સમજવો.

ત્યારે, બીજી પાસ આપણે પેલા અમલદારને ઉપયોગી કહેવો? ખરેખર, રાજાઓની, રાજકુમારોની, અને પૈસાદાર લોકોની ખીજમત ઉઠાવનાર ઘણા લોકો નિરુપયોગીજ હોય છે. પણ દેશ ઉપર રાજ્ય ચલાવવા માટે જો આપણને સુલતાનની જરૂર જણાતી હોય તો પછી એ સુલતાનની સેવા ઉઠાવનાર સેવકોની પણ જરૂર છેજ. જ્હૉન મિલ્ટન નામે એક મહાન્ અંગ્રેજી કવિવરે કહ્યું છે કેઃ–" જેઓ ઉભા રહીને બીજાની મરજીજ ઉઠાવે છે તેઓ પણ સમાજની સેવા બજાવે તો છેજ." તમે સારી રીતે પણ ઉભા રહી શકો, અને ખોટી રીતે પણ ઉભા રહી શકો ખરા. તમે બીજાની મરજી સારી રીતે ઉઠાવી શકો તેમ ખોટી રીતે પણ ઉઠાવી શકો ખરા. પ્રશ્ન હવે ત્યારે એ ઉપસ્થિત થાય છે કેઃ " તમે બીજા લોકને ખરેખરી રીતે મદદ આપો છો ખરા? તમે જનસમાજને મદદ કરો છો? ગમે તો હાથે મજુરી કરીને અગર માત્ર બીજાની કને ઉભા રહીને તેની માત્ર મરજી ઉઠાવીને કે ગમે તે રીતે પણ તમે જનસમાજને કોઈ પણ પ્રકારની સહાય આપો છો ખરા?

એટલું તો નિર્વિવાદ છે કે આપણે સઘળા એકજ પ્રકારનું કામ કરવાની શક્તિ ધરાવતા નથી તેમજ ઇચ્છા પણ રાખતા નથી. કેટલાક લોકો

× સાદીનું ગુલિસ્તાન. ઈસ્ટવિકનું અંગ્રેજી ભાષાન્તર પૃ. ૬૯.

પોતાના હાથના કામથી જનસમાજને ઉપયોગી સેવા બજાવે છે; કેટલાક માત્ર બીજાની મરજી ઉઠાવીનેજ; અને બીજા કેટલાક પોતાના વિચાર બળથીજ જનસમાજનું કલ્યાણ કરે છે. તેથી, કયું કામ પોતે સૌથી વધારે સારી રીતે કરી શકશે એ કામ શોધી કાઢવાની પ્રત્યેકને જરૂર છે.

ઈરાનના લુહાર ગાવારની વાત હું તમને કહીશ. ઝોહાક નામનો ઈરાનનો એક રાજા હતો, તેણે પોતાની રૈયતને દુઃખ દેવામાં બાકી રાખી નહોતી; અને ઘણા વખત સુધી કોઈએ એની સામા થવાની હિંમત પણ ધરી નહોતી. આખરે એક ગાવાહ નામનો લુહાર હિંમત ધરીને બહાર આવ્યો અને પોતાના રાજકર્તાના અન્યાયને માટે તેને સજા કરવા તૈયાર થવાને બધા ઈરાનીઓને ઉશ્કેર્યા. હવે, એવો રિવાજ છે કે લડાઈ લડવા જવું હોય ત્યારે ધજા રાખવાની જરૂર હોય છે, કારણકે એક ધજાની તળે એક પક્ષના લોકો એકઠા થાય છે, અને સામા પક્ષના લોકો બીજી ધજાની નીચે ઉભા રહે છે. ગાવાહે લુહારો જે ચામડાનું બદન કામ કરતી વખતે પહેરે છે તે કાઢીને એક દંડાને છેડે બાંધ્યું; અને એ લોકોની ધજા કે વાવટો કહેવાયો, ઘણી લડાઈઓ લડાઈ અને ગાવાહના સૈનિકો જીત્યા; અને ઝોહાક રાજાની સત્તા તદ્દન નાબુદ થઈ ગઇ.

ગાવાહ લુહારે પછી લોકને એકઠા કરીને નીચે પ્રમાણે તેમને કહ્યું:—

"હવે આપણું બધું કામ થઈ ગયું છે. થોડા વખતમાં એ જુલમી રાજાને આપણે પૂરેપૂરો દાબી દઈશું. માટે, રાજા અને તવંગર, લડવૈયા અને ખેડુત, એ બધાને એક સરખી રીતે પ્રિય થઈ પડે એવો નવો રાજા હવે આપણે પસંદ કરવો પડશે."

ઉમરાવોએ જવાબ આપ્યો:—

"ઓ ગાવાહ, ખંત અને હિંમત બતાવીને ગાદીને પાત્ર તમેજ થયા છો; અને તમારાથી વધારે લાયક માણસ બીજો કોઈ અમારા ધ્યાનમાં ઉતરતો નથી."

પણ તેણે ઉત્તર આપ્યો કે:—

"પણ, ના, હું રાજવંશી નથી; તેમ રાજાએ જે રીતે રાજ્ય ચલાવવું જોઈએ તે રીતે રાજ્ય ચલાવવાની મને ઇચ્છા પણ નથી અને મારામાં શકિત પણ નથી. હું જાતે લુહાર છું—હું લુહારનો ધંધો કરૂં છું. અને લોઢું, એરણ, અને ધમણ સાથે હું કામ પાડું છું. હું તમને વિનતિપૂર્વક કહું છું કે તમે બીજા વધારે લાયકાત ધરાવનાર માણસને શોધી કાઢીને તેને રાજા તરીકે પસંદ કરો."

એ ઉપરથી અમીર ઉમરાવોએ ફરીદૂનને ઈરાનનો રાજા બનાવ્યો. તેણે બહુ સારી રીતે રાજ્ય ચલાવ્યું; અને ગાવાહને આખા લશ્કરનો ઉપરી સરદાર બનાવ્યો અને પ્રાન્તોનો અમલદાર નીમ્યો. કારણકે પોતે "રાજ્ય કરવાની મારામાં શક્તિ નથી માટે મને રાજ્યપદ ન આપશો."–એવું કહેલું તે વિનયને લીધેજ કહેલું હતું, બાકી ખરેખરી રીતે તેનામાં રાજ્ય ચલાવવાની શકિત તો હતીજ; અને એટલી તો વાત સત્ય છે કે રાજ્યમાં પ્રથમ સ્થાન લીધાથી જેટલું દેશનું ભલું તે કરી શકત તેના કરતાં બીજું સ્થાન લઈને તે વિશેષ ભલું કરી શક્યો.

જ્યારે અન્યાયી વર્તનવાળા રાજાની સામે પ્રજાએ બળવો ઉઠાવ્યો ત્યારે ગાવાહને લાગ્યું કે પ્રજાના અગ્ર પુરુષ તરીકે હું પોતે સારી રીતે કામ કરી શકીશ. પણ જ્યારે રાજાની પસંદગી કરવાનો વખત આવ્યો ત્યારે તેને જણાયું કે ફરીદૂન રાજા થવાને માટે પોતાના કરતાં વધારે લાયક છે. પોતે શું કામ કરી શકે એવો છે અને શું કામ કરી ન શકે એવો છે એ ગાવાહ બહુ સારી રીતે સમજતો હતો. લુહાર તરીકે તે ઉપયોગી હતો; લશ્કરનો ઉપરી થવા માટે પણ તે લાયક હતો; પણ તેના કરતાં બીજો માણસ રાજા થવા માટે વધારે ઉપયોગી થાય તેમ હતો.

પણ કેટલીકવાર એવું બને છે કે રાજદરબારના નોકરો અને બીજા અમલદારો વગેરે હાથના ધંધાને અને હાથનો ધંધા કરનારા કારીગરોને ધિક્કારી કાઢે છે. પરંતુ સઘળા દેશોમાં ઉમદા મનવાળા પુરુષોએ તો હાથના ધંધાને અને હાથે કામ કરનારા કારીગરોને ઘણું માનજ આપેલું છે.

* * * * *

ઈસ્લામ ધર્મના પેગંબર હઝરત મહંમદ (સ. અ.) સાહેબ વિષે તેમનાં પત્ની આઇશા (ર. અ.) એ એમ કહેલું છે કેઃ—"તે સાહેબ પોતાનાં કપડાં પોતાને હાથે શીવતા; અને પગરખાં પોતેજ તૈયાર કરતા. તે સાહેબ તેમનાં ઘરનાં કામકાજમાં તેમને મદદ કરતા અને કેટલીકવાર શીવવા લાગતા."

એક માણસ હઝરત મહંમદ પેગંબર સાહેબ (સ. અ.) કને આવીને ભીખ માગવા લાગ્યો, અને પેગંબર સાહેબે તેને મજબુત શરીરનો અને કામ કે મજુરી કરી શકે એવો છે એવું જોઈને કહ્યું કેઃ—"તારે ત્યાં કંઈ સામાન નથી કે?"

તે માણસે જવાબ આપ્યોઃ—"મારે સુવાને માટે એક સાદડી અને એક લાકડાનો પ્યાલો–એટલાં બે વાનાંજ મારી કને છે."

પેગંબર સાહેબે કહ્યું કેઃ "એ સાદડી અને પ્યાલો મારી કને લાવજે."

**પેગંબર સાહેબે** પછી તે કેટલાક લોક આગળ ધરીને કહ્યું:—" આ કોણ વેચાતું રાખશે ? "

એક જણે કહ્યું કે:—" હું એને એક દિર્હમે ( રૂપીએ ) રાખીશ."

**પેગંબર સાહેબે** બીજીવાર કહ્યું:—" આ કોણ વેચાતું રાખશે ? "

બીજા માણસે જવાબ આપ્યો:–"હું એને બે દિર્હમે (રૂપીએ) રાખીશ."

એ રીતે પેલી સાદડી અને પ્યાલો વેચી નાખવામાં આવ્યાં, અને **પેગંબર સાહેબે** બે રૂપીઆ એ ભિખારીને આપીને પછી તેને કહ્યું કે:— " એક રૂપીઆનો તારા કુટુંબને માટે ખોરાક ખરીદ કરજે; અને બીજા રૂપીઆની કુહાડી ખરીદ કરજે. "

પેલો ભિખારી તરતજ હાથા વગરની કુહાડી લઈ આવ્યો, અને **પેગંબર સાહેબે** એને લાકડાનો હાથો આપ્યો.

**પેગંબર સાહેબે** કહ્યું કે:—" આ લઈને ઝાડ કાપવાનું કામ કર, અને પંદર દિવસ મજુરી કર્યા પછી જે પૈસા મળે તે લઈને તું મારી કને આવજે. "

પંદર દિવસ પછી તે ભિખારી–ના, હવે તે મજુર–દશ રૂપીઆ લઈને **પેગંબર સાહેબ** કને આવ્યો; અને **હઝરત સાહેબ**ની સલાહથી તેણે પોતાને માટે નવાં કપડાં ખરીદ કર્યાં; એને પોતાની સ્ત્રી અને છોકરાં માટે ખોરાક ખરીદ કર્યો.

આળસુ માણસ ( એ રીતે ) બદલાઈને ઉદ્યોગી માણસ થયો.

* * * * *

કલકત્તા પાસે **ક્રિસ્નગર** નામે ગામમાં **જદુનાથ પાલ, રામ લાલ પાલ, બકેશ્વર પાલ,** અને **રખાલ દાસ પાલ** નામે ચાર માણસ રહેતા હતા. તેઓ માટીનાં બહુ સારા ઘાટનાં રમકડાં બનાવવામાં કુશળ હતા. એ રમકડાં એવાં તો સારાં થતાં કે આસપાસ ઘણે દૂરથી માણસો **પાલ** કુટુંબ પાસેથી સામાન ખરીદ કરતા; અને એમનો બનાવેલો સામાન છેક **યૂરોપ** પ્રદર્શનમાં મૂકાવા માટે મોકલાવાતો. એ સામાન જોઈને લોકોને સૌથી વધારે હેરત પામવાનું કારણ એ હતું કે એ ઘાટ એવી તો ખૂબીથી ઉતારવામાં આવતા કે જાણે તેમનામાં જીવ હોય એવાં આબેહુબ લાગતાં હતાં; અને જિંદગીમાં બનતા ખરેખરા બનાવોનો તે જોયાથી આપણા મનમાં ભાસ થતો હતો. માણસનાં શરીર વાળ, આંખ વગેરે બધા ભાગ, અગર માછલાં અને બીજાં પ્રાણીઓનાં શરીરોની એવી તો ઉત્તમ નકલ ઉતારવામાં આવે છે કે જાણે માટીનાં એ રમકડાંમાં જીવ હોયની, અને જાણે થોડી-

વારમાં વાતચીત કરશે કે બોલશે. **પાલ** કુટુંબે બનાવેલા કેટલાક નમુનાનાં નામ નીચે આપું છું:—

વાડીનો દેખાવ; દુર્ગા પૂજાનો દેખાવ; લગ્નનો વરઘોડો; અફીણનો હુક્કો પીનારનો દેખાવ; રથયાત્રા; શેરડીના ક્યારડાઓને પાણી પાવાનું કામ; ઇશ્વિરની કથા વાંચનાર બ્રાહ્મણો; કર વસુલ કરનારી ઑફિસ; ગામડાંની નિશાળ, તેલ પીલતી ઘાણી; ખેતરમાં ફરતું હળ; બંગાળી માછલાંનો સંગ્રહ.

આ બધી ચીજોનું **યથાર્થ–આબેહૂબ–આકારમાં** રૂપ ઘડવામાં–જે સંસારમાં તેઓ રહેતા હતા તેમાં દરરોજ બનતા બનાવોના **આબેહૂબ નમુના** માટીના ઘાટમાં ઉતારવા–એ કામ કરવાથી એ કારીગરોના મનમાં કેટલો બધો હર્ષ થતો હશે, અને જિંદગીના બનાવોનું આબેહૂબ દર્શન કરાવતા એ ઉત્તમ ઘાટ જોઈને પ્રેક્ષકના મનમાં પણ કેટલો બધો હર્ષ થતો હશે.

**પાલ** ભાઇઓ જે સુંદર કામનો ઉદ્યોગ કરતા હતા તેને ' આર્ટ ' એટલે "હુન્નર–કળા" નામ આપી શકાશે. **પાલ** ભાઇઓ હુન્નરી કે કળાવંત પુરુષો કહેવાય. ઉત્તમ મકાનો કે કોતરકામવાળાં મકાનો જેવાં કે **હિન્દુ**સ્તાનનાં મોટાં દેવસ્થાનો, **જાપાન** અને **ચીન**નાં દેવાલયો, **મુસલમાનો**ની મસીદો, **ખ્રિસ્તિ** લોકોનાં દેવળો, અને **એશીઆ** અને **યૂરોપ**ના ગંજાવર રાજમહેલો અને કિલ્લાઓ; માટીનાં વાસણો; **બુદ્ધ** ધર્મ માનનારાઓએ બાંધેલાં ' પાગોડા ', ગુફાઓ, ચૈત્યો, **એલિફન્ટા**માં ખડકમાંથી કોતરી કાઢેલાં દેવાલયો, અને **ગ્રીક** લોકોએ અને **રોમન** લોકોએ ઉભાં કરેલાં બાવલાંઓ વગેરેમાં જોવામાં આવે છે એવું આરસપહાણનું કે કાંસાજેવી ધાતુનું ઉત્તમ શિલ્પકામ, દિવાલો ઉપર, છત કે ' સિલિંગ ' ઉપર અગર ' કૅન્વાસ ' કે વસ્ત્રપટ ઉપર ચીતરેલાં ચિત્રો; લોકોનાં ગાયનોમાં, નાટકશાળામાં. ' કન્સર્ટ હૉલ ' કે જાહેર ગાનતાનના તમાશામાં, કે **ખ્રિસ્તિ** ધર્માનુયાયીઓનાં દેવળોમાં, સંભળાય છે એવાં સંગીતો અને ગાયનો; અને **મહાભારત** અને **રામાયણ** જેવાં ઉત્તમ પુસ્તકોમાં, ઇરાની કે **ફારશી શાહનામેહ**માં, **હોમર** જેવા પ્રાચીન **ગ્રીક** કવિઓનાં પુસ્તકોમાં, અગર ઇંગ્લિશ કવિ **શેક્સપીઅર** જેવા કવિઓનાં નાટકોમાં, વાંચવામાં આવે છે એવી કવિતા–આ સઘળું:–કવિતા, સંગીત, ચિત્રકામ, શિલ્પકામ, ઘાટ ઉતારવાનું કામ અને નકશી કામ; એ સર્વે હુન્નરકળાનાંજ દૃષ્ટાંત કે ઉદાહરણ છે; અને તે **ઉદ્યોગ** પણ કહેવાય છે કારણ કે મનુષ્યની બુદ્ધિ અને હાથની સહાયથી કરેલા કામનો તે પ્રભાવ દર્શાવે છે.

# ૯

## આત્મસંયમ.

[ વાંચોઃ—વર્નાક્યુલર વાચનમાળા પુ. ૫ મું. પા. ૬ ].

( ૪૦ )

હવે હઝરત હુસેન ( ર. અ. ) ની વાર્તા સાંભળો. એ વાર્તામાં કહેલું છે કે હુસેન ( ર. અ. ) ના શરીરમાં એવું કંઈક હતું કે જેને કાબુમાં રાખવાની એમને બહુ જરૂર જણાતી, કારણકે ગમે તે વખતે તે મસ્તાનની પેઠે તોફાન કરવા માગતું, પણ એ (સ્વચ્છંદી મનોવૃત્તિ) ને હુસેને ( ર. અ. ) ખૂબ કાબુમાં રાખી હતી.

હઝરત હુસેન હઝરત મહંમદ ( સ. અ. ) પેગંબર સાહેબના દૌહિત્ર હતા. તે સુંદર ઘરમાં રહેતા હતા, અને પૈસે ટકે સુખી હતા. તેમને ગુસ્સે કરવા એ પૈસાદાર માણસને ગુસ્સે કર્યા બરાબર હતું. પૈસાદાર માણસનો ક્રોધ ઘણો ભારે હોય છે.

હવે એક વખત એવું બન્યું કે હઝરત હુસેન ( ર. અ. ) સાહેબ ખાણાપર બેઠા હતા એ વખતે એમની પાસે થઈને એક ગુલામ એક રકાબીમાં ઘણું ગરમ પાણી લેઈને ગયો. કમનસીબે એ ધગધગતું પાણી છલકાયાથી તેમાંથી થોડાક છાંટા હઝરત હુસેન ( ર. અ. ) સાહેબને ઉડયા. હઝરત હુસેન ( ર. અ. ) સાહેબના મુખમાંથી એક ચીસ સંભળાઈ અને એ ઉપરથી સમજાયું કે એમને ઈજા થએલી હોવી જોઈએ.

એ ગુલામ હાજરજવાબ હતો, તે એકદમ ઘુંટણીએ પડયો અને કુરાનનું એક વાક્ય નીચે પ્રમાણે બોલ્યો:—

“ જેઓ પોતાનો ગુસ્સો કબજે રાખે છે અને જેઓ ગુન્હેગાર માણસને માફ આપે છે તેમને માટે સ્વર્ગનાં દ્વાર ખુલ્લાં છે; કારણકે સારા આચરણવાળા તથા ઉદાર મનના માણુસ તરફ ખુદા મોટો પ્યાર રાખે છે.”

તેણે પહેલું કહ્યું:—“ જેઓ ગુસ્સો કબજે રાખે છે તેમને માટે સ્વર્ગનાં દ્વાર ખુલ્લાં છે. ”

હઝરત હુસેન ( ર. અ. ) સાહેબનું હૃદય આ શબ્દ સાંભળી પીગળી ગયું હતું, તેથી તે બોલ્યા:—“ પણ મને ગુસ્સો ચઢયોજ નથી.”

ગુલામે બીજીવાર કહ્યું:—“ જેઓ ગુનેહગારને માફ કરે છે, તેમને માટે પણ સ્વર્ગનાં દ્વાર ખુલ્લાં છે. ”

હઝરત હુસેન ( ર. અ. ) સાહેબે જવાબ આપ્યો:—“ હું તને માફ કરૂં છું. ”

ગુલામે ફરી કહ્યું:—“ કારણકે ઈશ્વર ઉપકાર કરનાર માણસ પર પ્યાર રાખે છે. ”

આટલા વખતમાં, હઝરત હુસેન ( ર. અ. ) સાહેબનો ગુસ્સો સમી ગયો હતો, અને ગુલામને તે માફી આપી ચૂક્યા હતા, તેમનું હૃદય દયાથી ઘણું પીગળી ગયું હતું, તેથી તે બોલ્યા:—

" તું હવે ગુલામ નથી. આજથી તારો છૂટકારો કરૂં છું. અને આ લે ૪૦૦ રૂપાના સિક્કા હું તને આપું છું તે."

તમે સૌ કબુલ કરશો કે હઝરત હુસેન સાહેબ ( ર. અ. ) ના સ્વભાવમાં અમુક ઉમદા ગુણવાળી વસ્તુ હતી, પણ તે ઉમદા ગુણવાળી વસ્તુ ( મન ) તેને કાબુમાં રાખવાની લગામ જરૂરની હતી, પણ એ મન ક્રૂર અને દુષ્ટ હતું એ કારણથી લગામ જરૂરની હતી એમ કહેવાની મતલબ નથી. એ કારણથી જો તમારાં માબાપ અગર તો તમારો શિક્ષક તમારા મન ઉપર કે સ્વભાવ ઉપર કાબુ રાખવાનો તમને હુકમ કરે તો તમારે એમ જરા પણ ન સમજવું કે તમારૂં ચપળ અને ઉત્સાહી મન કે સ્વભાવ ખરાબ ગુણ ધરાવે છે માટે કબજે રાખવાની જરૂર છે; પણ એમ કરવા કહેવાનો સબબ તમારે એ સમજવો કે સુંદર પાણીદાર ઘોડાને જેમ કાબુમાં રાખવાની જરૂર છે તેજ રીતે તમારા ચપળ અને ઉત્સાહી મનને—સ્વભાવને —કાબુમાં રાખવાની જરૂર છે.

શેમાં તમને રહેવું વધારે ગમશે ?—ગંદી ઝુંપડીમાં કે સુંદર મહેલમાં ?

સુંદર મહેલમાંજ રહેવું તમને વધારે ગમશે. એટલું તો નિર્વિવાદ છે કે શહેરના ગીચ વસ્તીવાળા ભાગમાં ખરાબ રીતે બાંધેલા, ગં મકાનમાં રહેવા કરતાં એક સ્વચ્છ, સુઘડ, અને સારી સોઇવાળા મકાનમ રહેવું વધારે સારૂં લાગશે.

હવે, એવું કહેવાયલું છે કે જ્યારે હઝરત મહંમદ પેગંબર ( સ. અ. ) સાહેબે સ્વર્ગની મુલાકાત લીધી ત્યારે ત્યાં તેમણે ભવ્ય મહેલો દીઠા, એ મહેલો ઉંચી જમીન ઉપર બાંધેલા હોવાથી તે ઉપરથી આખો દેશ ચોમેર જણાતો હતો.

જે ફરિશ્તાએ એ સાહેબને એ દેખાવ બતાવ્યો હતો, તેમને એમણે પૂછ્યું:—" ઓ જિબ્રાઇલ, આ મહેલો કોને માટે બંધાવ્યા હશે ?"

તેમણે ઉત્તર આપ્યો:—" જેઓ પોતાનો ગુસ્સો સમાવી દે છે અને અપમાન કે તિરસ્કાર દરગુજર કરે છે તેમને માટે આ મહેલો બાંધવામાં આવ્યા છે."

એ ખરૂં, પણ, જે માણસનું મન સામાએ કરેલા અપરાધની ક્ષમા આપે છે, તે મહેલજ છે. ગુસ્સો ધરનારૂં મન મલિન અને કજીઆખોર છે. આપણું મન એ પણ એક પ્રકારનું ઘરજ છે. તેને સ્વચ્છ, સુંદર, સારૂં લાગે એવું, અને એકતાલી કે સંગીતમય બનાવવું અથવા તો દ્વેષી, કજીઆ-ખોર, જીવને અણગમો ઉપજાવે એવું અને દુઃખદાયક બનાવવું એ આપણાજ હાથમાં છે.*

* * *

**અલ કોસાઈ** નામના એક માણસે ગુસ્સે થઇને પોતાનું કામઠું ભાંગી નાખ્યું, તેમણે શા કારણથી એમ કર્યું ? સાંભળો.

**અલ કોસાઈ અ**રબસ્તાનના રણમાં રહેનારા **અ**રબ હતા, અને કવિ તરીકે નામીચા હતા.

તેમને એક સારૂં ઝાડ હાથ લાગ્યું; તેના લાકડામાંથી તીર અને કામઠાં બનાવ્યાં, અને એક રાતે તે જંગલી ગધેડાનો શિકાર કરવા નીકળી પડયા.

ગધેડાના ટોળાનો અવાજ તેમને કાને પડયો અને તેમણે તીર છોડયાં—એવા જોરથી કે એક તીર એક ગધેડાના પેટમાં આરપાર જઇને એક ટેકરામાં ભરાયું. ટેકરાને અથડાયાથી અવાજ થયો તે અવાજ ઉપરથી તેમણે અનુમાન કર્યું કે મારૂં તીર નકામું ગયું છે.

બીજું ટોળું આવ્યું અને તેમણે ફરીથી તીર છોડયું; અને ફરીથી તે તીર ગધેડાના શરીરમાં આરપાર ભોંકાઈને ટેકરાની બાજુપર અફળાયું; અને ફરીથી **અલ કોસાઈ**એ ધાર્યું કે મારૂં તીર ફોકટ ગયું છે.

આવું પાંચવાર બન્યું; અને પાંચમી વખત **અલ** કોસાઈને એટલો બધો ગુસ્સો ચઢયો કે તેમણે પોતાનું કામઠું ભાંગી નાખ્યું.

જ્યારે પ્રાતઃકાળ થયો ત્યારે તેમણે તે જગાપર પાંચ ગધેડા મુએલા પડેલા દીઠા.

તેમણે વધારે ધીરજ પકડી હોત અને તે જગાપર સૂર્યનું અજવાળું પડે ત્યાંસુધી વાટ જોઈ હોત તો તે પોતાનું મન શાંત અને ધૈર્યવાળું રાખી શક્યા હોત અને તેમને કામઠું ભાંગી નાખવાનો વખત નહિ આવ્યો હોત.

---

* સરખાવો:—" मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः । "

'पञ्चदशी'

## ( ૪૧ )

વીસ વર્ષની ઉમરનો એક બ્રહ્મચારી હતો. તે ઘણો હોશિયાર હતો અને પોતે હોશિયાર છે એવું મનમાં સમજતો પણ હતો; અને લોકો પોતાની પ્રશંસા કરે એવી ઉમેદ રાખીને તે વધારે ને વધારે જ્ઞાન મેળવવા પ્રયાસ કરતો. વધારે શીખવાના હેતુથી તે દેશ પરદેશ ફર્યો.

તે બાણ બનાવનારને મળ્યો અને બાણ બનાવવાનું કામ શીખ્યો.

તે બીજા દેશમાં જઈને વહાણ બનાવવાનું કામ શીખ્યો.

તે ત્રીજા દેશમાં જઈને ઘર બાંધવાનું કામ શીખ્યો.

આ રીતે તે સોળ દેશોમાં ફર્યો.

પછી તેણે પોતાને ઘેર પાછા આવીને સગર્વ કહ્યું કેઃ-" જગત્માં મારા જેવો કોઈ હોશિયાર હશે કે ?"

બુદ્ધ ભગવાને તેની સગર્વ વાણી સાંભળી અને તે જે કામ શીખી આવ્યો હતો તે કરતાં પણ વધારે ઉમદા કામ તેને શીખવવાની એમની ઇચ્છા થઈ. વૃદ્ધ શ્રમણનું રૂપ ધારણ કરીને હાથમાં માંગવાની તુંમડી લઈને તે બ્રહ્મચારી પાસે જઈ ઉભા.

બ્રહ્મચારીએ પૂછ્યું:—" તમે કોણ છો ?"

શ્રમણે જવાબ આપ્યો:—" મારા શરીરને કાબુમાં રાખી શકું એવો માણસ છું."

બ્રહ્મચારીએ પૂછ્યું:—" તેનો શો અર્થ ?"

બુદ્ધ ભગવાને જવાબ આપ્યો:—" બાણ બનાવનાર બાણ બનાવે છે, વહાણ બનાવનાર વહાણ બનાવે છે, ઘર બાંધનાર 'બીમ' જ્હેરે છે; પણ જ્ઞાની માણસ પોતાના **મનને** જીતે છે."

બ્રહ્મચારીએ પૂછ્યું:—" કેવી રીતે ?"

બુદ્ધ ભગવાને જવાબ આપ્યો:—" જ્યારે લોકો તેની સ્તુતિ કરે છે ત્યારે તેનું મન શાન્ત હોય છે; તેની નિન્દા કરે છે ત્યારે પણ તેનું મન શાન્ત રહે છે. સદાચારના ઉત્તમ ધર્મપર તેની પ્રીતિ છે અને તેનું મન શાન્ત છે.

## ૧૦

## કર્તવ્ય કે ફરજ.

[ **વાંચોઃ**—મરાઠી અને ગુજરાતી **વાચનમાળા** પુ. ૪ થું પા. ૧૭; પુ. ૬ ઠું. પા. અને કાનડી **વાચનમાળા** પુ. ૪ થું પા. ૧૫; પુ. ૬ ઠું. પા. ૧. ]

## ( ૪૨ )

રાજર્ષિ ભર્તૃહરિએ કહ્યું છે કેઃ—

" એટલું તો નિર્વિવાદજ છે કે આળસ માણસના પોતાનાજ શરીરમાં રહેલો માણસનો કટ્ટામાં કટ્ટો શત્રુ છે. ઉદ્યોગ જેવો માણસનો બીજો કોઇ પણ મિત્ર–બન્ધુ–નથી, કારણકે ઉદ્યોગી જીવન નિર્ગમન કરવાથી માણસને પશ્ચાત્તાપનો કે દુઃખનો પ્રસંગ રહેતો નથી. "

## ( ૪૩ )

## રામ શાસ્ત્રી પ્રભુણે.

**માધવરાવ પેશ્વા**ના દરબારમાં **રામ શાસ્ત્રી** નામના એક પુરુષ **સર ન્યાયાધીશ** કે **'ચીફ જજ'** હતા. તેમની સત્ય પ્રત્યે દઢ પ્રીતિ અને કર્તવ્ય-પરાયણતાને લીધે, **પુના**માં **પેશ્વાઈ** દરબારમાં સઘળા ઉંચા દરજ્જાના અધિકારીઓ અને રાજદ્વારી પુરુષો કરતાં તેમને સૌથી અધિક સંમાન અને આદર દર્શાવવામાં આવતાં હતાં. **રામ** શાસ્ત્રી ગરીબ **દેશસ્થ બ્રાહ્મણ**ના પુત્ર હતા, અને તેમને સારી કેળવણી આપવાનું પિતા કને સાધન ન હોવાથી તેમણે એક પૈસાદાર ઉમરાવને ત્યાં ' શાગિર્દી ' કે મરજી ઉઠાવનાર તરીકે–ખિજમતદાર-ની નોકરી લીધી હતી. એક દિવસ પોતાના શેઠના પગ ધોવરાવવા તે પાણી રેડતા હતા, તે વખતે શેઠના જમણા કાનપર હીરાની સુશોભિત વાળી હતી તે પર તેમની નજર પડી, અને તેમનું લક્ષ તે નિહાળવામાં રોકાયલું હોવાથી, તેમના પગ ઉપર પાણી રેડવાને બદલે તેમણે (**રામે**) ભોંય ઉપર પાણી રેડયા કીધું. આ જોઈને શેઠને ગુસ્સો ચઢયો, તેથી તેમને દુર્લક્ષ માટે ઠપકો આપતાં કહ્યું કેઃ—" જેટલું લક્ષ તેં આજે હીરાની વાળીપર આપ્યું તેટલુંજ લક્ષ જો તેં શાસ્ત્ર ભણવામાં આપ્યું હોત તો નોકર તરીકે કામ કરવાની તને જરૂર પડત નહિ. "

આ ઠપકો સાંભળીને **રામ**ને ઘણીજ લાગણી થઈ આવી. તેમણે શેઠની નોકરી મૂકી દીધી, **કાશી** ગયા અને કેટલાંક વર્ષ ત્યાં રહીને **સંસ્કૃત**નો અને **શાસ્ત્ર**નો ખરા ખંતથી અભ્યાસ કર્યો. **રામે હિન્દુ શાસ્ત્રો**નો અને ન્યાય તથા તત્ત્વજ્ઞાનના વિષયોનો એટલો બધો સારો અભ્યાસ કર્યો અને તેમાં તેમણે એટલું બધું પ્રાવીણ્ય મેળવ્યું કે વિદ્વાન તરીકેની તેમની ખ્યાતિ

આ શમાં ફેલાઈ; અને તે ઉપરથી **માધવરાવ પેશ્વાએ** તેમની **પુના**માં '**ચીફ જસ્ટિસ**' કે **સર ન્યાયાધીશને** હોદ્દે નિમણુક કરી. તે ન્યાયી, સત્યશીલ અને નિખાલસ સ્વભાવના હતા, અને કોર્ટમાં કામના જે ફેંસલા કે ચુકાદા તે આપતા તે તદ્દન અપક્ષપાત અને ન્યાયી દૃષ્ટિથીજ આપતા હતા.

એક સમયે દક્ષિણ **હિન્દુસ્તાન**માંથી કેટલાક વિદ્વાન પંડિતોએ **પુના**માં **પેશ્વા**ના **દરબાર**માં આવીને **માધવરાવ પેશ્વા**ને ઉપદેશ કર્યો કે તમારે હવે તમારો ઘણો વખત ઘરમાં દેવપૂજન, આરાધના, અને બીજાં બ્રાહ્મણને ઉચિત આહ્નિક કર્મ કરવામાં ગાળવો ઘટે છે. તે દિવસથી **પેશ્વાએ** ઘણો વખત ધાર્મિક કર્મ ઇત્યાદિમાં ગાળવા માંડયો અને **રાજદરબાર**ના કામપર દિનપ્રતિદિન ઓછું લક્ષ આપવા માંડયું. ઘણા લોકોને આ વાત પસંદ પડી નહિ, પણ કોઈએ **પેશ્વા**ના ક્રોધનો ભય લાવીને તેમને એ વિષે વાત કરવાની હિંમત ધરી નહિ. **રામ શાસ્ત્રી**નું મન પણ આ જોઇને ખિન્ન થયું હતું, અને **પેશ્વા સરકાર**ને ઘણી વાર એ વિષે સૂચના કે ઇશારા પણ તેમણે કીધા હતા, પણ તેથી **પેશ્વા**ના મન ઉપર કંઈ અસર થઈ હોય તેમ જણાયું નહિ. એક દિવસે સવારે **રામ શાસ્ત્રી** હાથમાં સરકારી કામના કાગળનું દફતર લઈને **પેશ્વા**ના મહેલમાં ગયા અને ત્યાં જઇને નોકરની મારફત **પેશ્વા સરકાર**ને એમણે કહેવરાવ્યું કે કેટલાક અગત્યના સરકારી કામને માટે હું (**રામ શાસ્ત્રી**) આપને મળવા આવ્યો છું. પણ એમને હમેશ મુજબ જવાબ મળ્યો કે **પેશ્વા સરકાર** પૂજનકાર્યમાં રોકાયલા છે માટે અત્યારે તે **શાસ્ત્રી**ને મળી શકશે નહિ. **રામ શાસ્ત્રી**ને આ જવાબ સાંભળીને બહુજ ખોટું લાગ્યું અને તેમણે પોતાના મન સાથે વિચાર કર્યો કે આ વિષય પરત્વે **પેશ્વા** જોડે વધારે વાદવિવાદ કરવો એ નિરર્થક છે. તે કારણથી તેમણે **પેશ્વા**ની નોકરી છોડી દેવાનો નિશ્ચય કીધો. આ કારણથી બીજે દિવસે સવારે વહેલા **રામ શાસ્ત્રી પેશ્વા** પૂજનકાર્યમાં રોકાય તે પહેલાં તેમને મળવા તેમને મહેલ ગયા; અને મળીને એમણે તેમને જણાવ્યું કે હું એમની હજુરમાં મારી નોકરીનું રાજીનામું આપવા માટે અત્યારે આવ્યો છું, કારણકે હવે **કાશી** જઈને ધર્મ કાર્યમાં મારો બાકીનો બધો સમય નિર્ગમન કરવાની મને ઇચ્છા થઈ છે. **પેશ્વા** સમજ્યા કે ગઈ કાલે મેં **શાસ્ત્રીજી**ને મળવાની ના પાડી હતી તેથી **શાસ્ત્રીજી** ખીજવાયા હશે અને તેથીજ આ નિર્ણય ઉપર તે આવ્યા હશે. તેથી **પેશ્વાએ શાસ્ત્રીજી**ને ઉત્તર આપ્યો કેઃ—
" ગઈ કાલે તમે મારે ત્યાં આવ્યા હતા ત્યારે મેં તમને મળવાની ના પાડી

હતી તેથી હું દીલગીર થયો છું. પણ તમને યાદ હશે કે હું તે વખતે પૂજનાદિક ધર્મકાર્યમાં રોકાએલો હતો." **શાસ્ત્રી**એ જવાબ આપ્યો:—"મને મળવાની આપે ના પાડી તેનું કારણ વાજબી હતું એ હું પૂરેપૂરી રીતે સમજું છું. પણ જો કોઈ બ્રાહ્મણ પોતાની ઇચ્છાથી બ્રાહ્મણનો ધંધો છોડી દઈને રાજકર્તાના કામની લગામ પોતાના હાથમાં પકડે તો રાજ્યનાં બધાં કામકાજમાં સંપૂર્ણ લક્ષ આપવાનું અને પોતાના આધ્યાત્મિક કલ્યાણ કરતાં પોતાની રૈયતના કલ્યાણાર્થે પ્રયાસ કરવાનું પરમ કર્તવ્ય તેને શિર રહે છે. પણ તેમ છતાં રાજકર્તા તરીકેની આપની પ્રજા પ્રત્યેની બધી ફરજોની અવગણના કરીને ધર્મકાર્યમાંજ સઘળો સમય વ્યતીત કરવાનીજ જો આપ હજુરની ઇચ્છા થતી હોય તો **પેશ્વા**ઈ ગાદીનો પરિત્યાગ કરીને મારી સાથે **કાશી** જવા નીકળી પડવું આપને વધારે ઉચિત છે. કારણકે ત્યાં **કાશી**માં હું આપને બ્રાહ્મણધર્મનો બધો ઉપદેશ આપીશ." **શાસ્ત્રી**નો આ જવાબ સાંભળીને **માધવરાવ પેશ્વા** થોડોક વખત ચૂપજ રહ્યા. પછી તેમણે પાછલા વખતમાં રાજકાર્ય પ્રત્યે દુર્લક્ષ આપ્યું હતું તે માટે ખેદ દર્શાવ્યો અને ભવિષ્યમાં પ્રજાના કલ્યાણાર્થે સંપૂર્ણ લક્ષ આપવાની તેમણે પ્રતિજ્ઞા લીધી. એવું કહેવાય છે કે તે દિવસથી આખી જિંદગી સુધી **પેશ્વા માધવરાવ** રાજ્યના સઘળા અગત્યના કામકાજમાં **રામ શાસ્ત્રી**નીજ સલાહ લેતા, અને **શાસ્ત્રી**જીની પરિપક્વ, અનુભવી અને અપક્ષપાત સલાહ મુજબજ વર્તતા.

**માધવરાવ પેશ્વા**ના મૃત્યુ પછી, તેનો ભાઈ **નારાયણરાવ પુના**નો **પેશ્વા** થયો. પણ ઘણા થોડા વખતમાં **રાઘોબા** અને તેની સ્ત્રી **આનંદીબાઈ**ની ખટપટથી **નારાયણરાવ**નું ચોકીદારોએ બળવો ઉઠાવીને રાજમહેલમાં ક્રૂર રીતે ખૂન કર્યું? **રામ શાસ્ત્રી**એ આ ત્રાસજનક ખૂન કરનારાની કાળજી-પૂર્વક તપાસ ચલાવી, અને આખરે તેમને ખાતરી થઈ કે આ કાવત્રામાં **પેશ્વા**નો કાકો **રાઘોબા** સામેલ હતો. એ ઉપરથી **રામ શાસ્ત્રી**એ **રાઘોબા**ને પોતાની વર્તણુકનો ખુલાસો આપવા બોલાવ્યો. **રાઘોબા**એ કબુલ કર્યું કે મેં **પેશ્વા**ને કબજે કરવા માટે ચોકીદારોને ફરમાવ્યું હતું. ફરમાનમાં 'ધરાવે' (અર્થ=પકડો) એવો શબ્દ મેં લખ્યો હતો તેને છેકીને કોઈએ 'મારાવે' (અર્થ=મારો) એવો શબ્દ કર્યો હતો. આમ કહીને **રાઘોબા**એ પોતાના પાપના નિવારણાર્થે પ્રાયશ્ચિત્તકર્મની સજા તેના ઉપર ફરમાવવાની **શાસ્ત્રી**જીને વિનતિ કરી હતી. **રામ શાસ્ત્રી**એ જવાબ આપ્યો કે "**રાઘોબા** મોતની-શિરચ્છેદની—સજાનેજ પાત્ર છે. આવા ક્રૂર અને ત્રાસજનક અપરાધને માટે

શાસ્ત્રમાં એ સિવાય બીજી સજા બતાવેલીજ નથી;" પછી, પુનામાં પ્રપંચ અને અપ્રામાણિકતા પ્રવર્તી રહેલાં હતાં તે જોઈને રામ શાસ્ત્રી એટલા બધા કંટાળી ગયા હતા કે પેશ્વાના ખૂન પછી તરતજ તેમણે નોકરી છોડી દીધી, અને કાશી જઈ રહીને, પોતાનું બાકીનું જીવન ઇશ્વરભક્તિમાં ગાળ્યું.

---

( ૪૪ )

હઝરત મહંમદ પેગંબર સાહેબ ( સ. અ. ) જેમણે પોતાનું આખું જીવન લોકોને બોધ દેવામાંજ ગુજાર્યું હતું અને જેમણે સુખ કે વૈભવની લેશ પણ તૃષ્ણા ધરાવી નહોતી, તે એક સમયે ખરબચડી અને સખત સાદડી ઉપર સૂતા; અને તે જ્યારે ઊઠતા ત્યારે સાદડીના રેસા અને ગાંઠાના તેમની ચામડી ઉપર સોળ પડયા હતા.

અને તેમના એક મિત્રે તેમને કહ્યું:—" ઓ ઈશ્વરના પેગંબર સાહેબ, આ બિછાનું આપને બહુ સખત લાગ્યું હશે; અને જો આપે મને ફરમાવ્યું હોત તો આપને સુવા માટે નરમ બિછાનું મેં ખુશીથી પાથરી દીધું હોત."

પેગંબર સાહેબે જવાબ આપ્યો:—

" મારે નરમ બિછાનું જોઈએ નહિ. મારે દુનિયામાં કામ કરવાનું છે. મારા શરીરને થાકથી જ્યારે આરામની જરૂર પડે છે ત્યારેજ હું આરામ લઉં છું. અને તે પણ એવી રીતે કે જેમ રસ્તા ઉપર ખૂબ પૂરપાટ દોડતો ઘોડેસ્વાર સૂર્યના તાપમાંથી થોડી વિશ્રાન્તિ લેવા માટે કોઈક વૃક્ષની છાયા નીચે થોડીવાર થોભીને પાછો તરતજ પોતાને માર્ગે ઘોડો દોડાવતો ચાલ્યો જાય છે તેમ."

---

( ૪૫ )

એક જાપાનની વાતમાં લખ્યું છે કે આશરે હજાર વર્ષ ઉપર જાપાનના શાહેનશાહે વહાણ બાંધવા માટે લાયક સાગનું લાકડું શોધી લાવવા માટે પોતાના એક અમલદારને જંગલમાં મોકલ્યો. તે અમલદાર થોડાક કામ કરનારા મજુરોને લઈને જંગલમાં ગયો, અને કેટલાંક ઝાડની બારીકીથી તપાસ કર્યા પછી વહાણ બાંધવાને લાયક ઝાડ તેને જોવામાં આવ્યું; અને મજુરોએ તે ઝાડ પાડવું એવી નિશાની તેની ઉપર તેણે કરી.

વનદેવતાએ એકદમ બહાર આવીને તેને કહ્યું:—

"આ ગર્જનાનું વૃક્ષ છે માટે એને કાપશો ના." પણ અમલદાર સિંહ જેવો બહાદુર હતો તેથી તેણે જવાબ આપ્યો:—"મારા શાહેનશાહે મને હુકમ કર્યો છે, અને શાહેનશાહના હુકમની સામે ગર્જનાનો દેવતા પણ શું કરી શકે તેમ છે ?"

પછી વનદેવતાને તેણે કેટલુંક બલિપ્રદાન કર્યું અને એમ કરીને એમને જણાવ્યું કે વનદેવતાને નારાજ કરવાની તેની જરા પણ ઇચ્છા નથી, પણ ગમે તેટલું થાય તોપણ મારી ફરજ બજાવવામાં તે જરા પણ પાછી પાની કરવાનો નથી. તેણે પોતાનાં માણસોને તે વૃક્ષ કાપી નાખવાનો હુકમ કર્યો.

આકાશમાં ચોમેર જબરૂં તોફાન ચઢી આવ્યું. વરસાદ મુસળધાર પડવા મંડયો. વીજળીના ઝબકારા થવા લાગ્યા; અને ગર્જનાનો દેવ ગાજ્યો.

તે અમલદાર આથી નરમ પડયો નહિ. મ્યાનમાંથી તરવાર બહાર કાઢીને તેનું ચળકતું પાનું ઉંચું કરીને તેણે ગર્જનાના દેવને કહ્યું:—

"ઓ ગર્જનાના દેવતા ! આ મજુરોને તું ઇજા કરતો ના. તારે મને એકલાનેજ ઇજા કરવી જોઈએ."

એક ખડકની પેઠે સ્થિર તે ઊભો રહ્યો. ગર્જના દશ ગણા અવાજથી ગાજી રહી પણ એક પણ માણસને ઇજા થઈ નહિ.

બહાદુર જાપાની અમલદારે ઝાડની ડાળીઓની વચ્ચે ભરાઈ રહેલું એક નાનું માછલું જોયું. એ વનદેવતા હતો, પણ હવે તે નાનો અને અશક્ત થઈ ગયો હતો. અમલદારે તે માછલું પકડયું અને તેને અગ્નિમાં નાંખીને બાળી મૂકયું; અને શાંત મનથી પોતાનાં માણસોને ઝાડ કાપવાનું ફરમાવ્યું. હમણાં થોડા (કેટલોક) વખત થયાં, કેટલાંક સુંદર નવાં વહાણો સમુદ્ર ઉપર ફરે છે, અને ઘણા દેશોને જાપાનનું અસાધારણ બળ બતાવે છે.

# ૧૧

## મનુષ્યમાત્ર પ્રત્યે પરોપકારવૃત્તિ, દયા
## અને
## નિઃસ્વાર્થીપણું.

[ વાંચોઃ—વર્નાક્યુલર વાચનમાળા પુ. ૧ લું. પા. ૧૩; પુ. ૨ જું. પા. ૧૯; પુ. ૩ જું. પા. ૪ અને ૫. ]

( ૪૬ )

મહાન્ અકબર પાદશાહ ઘણાં યુદ્ધોમાં વિજયી થયો હતો, અને ઘણા કિલ્લાઓ અને ગઢ કબજે કરીને તેણે રાજભંડારમાં અખૂટ દોલત એકઠી કરી હતી. દુશ્મનને ઠાર કરવા, અગર જેઓની ઉપર તેની ઈતરાજી થાય તેમને કચરી નાંખવા એ કામ તેને મન રમત જેવું હતું. પણ ન્યાયી વર્તન તેને પ્રિય હતું. ભિન્ન ભિન્ન ધર્મ પાળનારાઓ પ્રત્યે તે સમદષ્ટિ રાખતો. ફત્તેહપુર શહેરમાં તેણે બે વિશ્રાન્તિગૃહ બંધાવ્યાં હતાંઃ—એક હિન્દુ વિશ્રાન્તિગૃહ–યોગીજનોને માટે, અને બીજું મુસલમાન વિશ્રાન્તિગૃહ–ફકીરો માટે.

તેણે ગરીબો અને મુસાફરો માટે સદાવ્રતો અને ધર્મશાળાઓ બંધાવ્યાં હતાં; અને ત્યાં જે કોઈ આવે તે સર્વને તેમના ધર્મ વિષે ભેદાભેદ મનમાં આણ્યા વિના અનાજ પાણી અને ઉતારો આપવાનો એ અન્નક્ષેત્રોના વ્યવસ્થાપકોને તેણે હુકમ કર્યો હતો.

---

( ૪૭ )

કિસાગોતમી નામની એક નાની કન્યા હતી, તેનું એક પૈસાદાર માણસના એકના એકજ પુત્ર સાથે ભારે દબદબાથી લગ્ન કરવામાં આવ્યું હતું. તેને એક પુત્ર જન્મ્યો હતો, પણ એ પુત્ર પોતાની મેળે ચાલી શકે એવડો મોટો થયો કે તરત મૃત્યુ પામ્યો. એની માનો એ છોકરા ઉપર બેહદ પ્યાર હતો, તેથી એને પોતાની છાતી સરસો રાખીને, તે પોતાની પ્રત્યે દિલાસો દર્શાવનારા સગાંસંબંધીઓને ઘેરે ઘેર એને જીવતો કરે એવા ઔષધની શોધમાં ભટકી. એ સ્ત્રી અલ્પજ્ઞ છે એવું જાણીને એક બુદ્ધ સાધુએ તેને કહ્યું કેઃ—" ઓ ભલી બાઈ, તું માગે છે એવું ઔષધ મારી પોતાની કને તો નથી, તોપણ જે માણસ કને તે છે તેનું નામ હું જાણું છું." કિસાગોતમીએ તે માણસનું નામ જાણવાની બહુ ઉત્કણ્ઠા બતાવી તેથી એ સાધુએ તેને કહ્યુંઃ—" બુદ્ધ ભગવાન્ એ ઔષધ રાખે છે માટે તેમની કને જઈને તું તે માંગ."

એ ઉપરથી તે બાઈ બુદ્ધ ભગવાન્ કને ગઈ, અને એમને પ્રણામ કરીને નમ્રતાપૂર્વક યાચના તેણે કરી કેઃ—" ઓ ભગવન્! મારા મૃત્યુ પામેલા પુત્રને જીવતો કરે એવું ઔષધ આપ જાણતા હો તો એમાંથી થોડુંક મને આપવાની કૃપા કરશો ?" મહાત્મા બુદ્ધે જવાબ દીધોઃ—" હા, એવું કંઈક હું જાણું છું."

હવે તે સમયે એવો રિવાજ હતો કે જે ઔષધ વૈદ્યો બતાવતા તેની વનસ્પતિ વગેરે દર્દીઓએ અગર તેમના મિત્રોએ વૈદ્યોને આણી આપવી પડતી હતી. તે રિવાજ પ્રમાણે તે સ્ત્રીએ એ ઔષધનું નામ પૂછ્યું, તે ઉપરથી મહાત્માએ તેને થોડાક રાઈના દાણા આણી આપવાનું કહ્યું; અને એવી સાધારણ ચીજ આણી આપવાનો એ સ્ત્રીએ બહુ ઉમંગ બતાવ્યો, તેથી બુદ્ધ ભગવાને 'જેમને ઘેર કોઈ પુત્ર, અથવા પતિ અથવા માબાપ અથવા નોકર કોઈ પણ આજ સુધીમાં મરી ગયું ન હોય એવા માણસનાજ ઘરમાંથી કાળી રાઈના દાણા આણી દેવાનું' તે સ્ત્રીને કહ્યું. "ઠીક", એમ કહીને તેણે પોતાના મૃત્યુ પામેલા પુત્રને છાતી સરસો રાખીને તેવા પૂર્વે કહ્યા તેવા માણસને ઘેરથી રાઈના દાણા લઈ આવવા માટે તે નીકળી પડી. લોકોની કને જઈને તે માગતી તેથી લોકો તેને કહેતાઃ—"લે, બાઈ, આ રાઈ." પણ જ્યારે તે એમને પૂછતી કેઃ—"તમારા ઘરમાં કોઈ પુત્ર, પતિ, માબાપ કે નોકર કોઈ પણ કદાપિ મૃત્યુ પામ્યું છે ખરૂં?" ત્યારે તેમની બધાની તરફથી તેને જવાબ મળતો કેઃ–"ઓ બાઈ, તું આ શું પૂછે છે? જીવતાં માણસની સંખ્યા બહુજ થોડી છે, પણ મૃત્યુ પામેલાં માણસની સંખ્યા બહુજ મોટી છે."—મતલબ કે "અમારા ઘરમાં મરી ગયેલાં તો ઘણાંએ છે પણ જીવતાં છે તે તો બહુ થોડાં છે." પછી તે બીજાને ઘેર જતી, ત્યારે એક ઘરમાંથી તેને જવાબ મળતો કેઃ "મારો પુત્ર મૃત્યુ પામ્યો છે." બીજા ઘરમાંથી તેને જવાબ મળતો કેઃ "મારાં માબાપ મૃત્યુ પામેલાં છે." ત્રીજા ઘરમાંથી તેને જવાબ મળતો કેઃ "મારો નોકર મૃત્યુ પામેલો છે."

આખરે, જેમાં કોઈ પણ માણસ કદાપિ મૃત્યુ પામ્યું નથી એવું એક પણ ઘર તેના જાણવામાં આવ્યું નહિ, તેથી તેના મનનો અજ્ઞાનરૂપી અંધકાર દૂર થવા લાગ્યો, અને મન સખત કરીને તેણે પોતાના મુએલા પુત્રના દેહને અરણ્યમાં મૂકી દઈને તે બુદ્ધ ભગવાન્ કને જઈ ઊભી; બુદ્ધ મહાત્માએ તેને પૂછ્યુંઃ—"તું રાઈના દાણા લાવી?" તેણે ઉત્તર વાળ્યોઃ—"ભગવન્, મને રાઈ ન મળી! લોકો તરફથી મને એવુંજ કહેવામાં આવતું કેઃ 'જીવતાં માણસની સંખ્યા જૂજ છે, મૃત્યુ પામેલાં અસંખ્ય છે.'" પછી બુદ્ધ ભગવાને તેને "વસ્તુમાત્રનો નાશ" એવો પોતાના ધર્મદર્શનનો એક અગત્યનો વિષય હતો તત્પરત્વે બોધ આપ્યો. એ બોધના શ્રવણથી તે સ્ત્રીના મનના સઘળા સંશય દૂર થયા. તે પોતાના ભાગ્યને અધીન થઈ રહી, અને બૌદ્ધ શિષ્યા બનીને તેણે 'આદિ માર્ગ' ગ્રહણ કર્યો.

આ વાર્તા ઉપરથી આપણે એ બોધ લેવાનો છે કે 'સંકટ મનુષ્યમાત્રનું પ્રકૃતિલક્ષણ છે—અર્થાત્ મનુષ્યમાત્રને શિર જન્મથી તે સરજેલુંજ છે; અને આપણા પોતાના આપત્તિકાળમાં અન્ય મનુષ્ય આપણી પ્રત્યે જેવી દયાની લાગણી બતાવે એમ આશા રાખીએ છીએ તેવીજ દયાની લાગણી આપણે અન્યની પ્રત્યે દર્શાવવી ઘટે છે.'

---

## (૪૮)

પૂર્વે જ્ઞાનદેવે રાજાનો અવતાર લીધો હતો. તે દયાળુ અને ઉદાર વૃત્તિવાળા હતા, અને ગરીબ અને નિરાધાર જનોને સર્વ પ્રકારનું દાન કરતા હતા; અને એ દાનકર્મ પોતાના નોકરોને સોંપતા નહિ, પણ પોતેજ કરતા, અને અન્નક્ષેત્રમાં આવીને કોઈ પણ માણસ ખાલી હાથે પાછું ગયું નથી એ વિષે ત્યાં ઘણુંખરૂં દરરોજ પોતે આવીને ખાતરી કરી જતા હતા.

'હું મારી પ્રજાનું હજી આ કરતાં પણ અધિક કલ્યાણ કરી શકું એમ છું કે નહિ' એ વિષે વિચારતરંગમાં તેનું મન એક દિવસ પ્રાતઃકાળમાં નિમગ્ન થઈ રહ્યું હતું, તે સમયે તેમના મનને એવું પ્રતીત થયું કે 'ગમે તેમ હો પણ મેં અદ્યાપિ કંઈ બહુ કર્યું નથી. હું મારી પ્રજાને આજ સુધી સોનું, રૂપું, વસ્ત્ર અને અન્ન એ ચાર વસ્તુઓનું દાન કરૂં છું તે તો કેવળ **બાહ્ય** એટલે મારા **દેહ બહારની** વસ્તુઓ કહેવાય; અને તે કારણથી એવી વસ્તુઓનું દાન કર્યાથી મને જોઈએ તેટલો આનન્દ થતો નથી. જો હું મારી પ્રજાને મારા પોતાના શરીરના કોઈ પણ ભાગ જેવી અમૂલ્ય વસ્તુ આપું તો કેવું સારૂં! કારણકે એવી વસ્તુ આપ્યાથી મને ગમે તેટલું કષ્ટ વેઠવું પડે તોપણ તે આપ્યાથી મારી પ્રજા પ્રત્યે મારી કેટલી બધી પ્રીતિ છે એ સમજાય છે. અને જો આજેજ હું અન્નક્ષેત્રમાં જાઉં તે વખતે મારી કને કોઈ મારા હૃદયની યાચના કરે તો હું ખરેખર ભાલા વડે મારી છાતી ચીરીશ અને જેમ શાંત સરોવરમાંથી કમળનું પુષ્પ ચુંટી કાઢતો હોઉં તેમ વિના સંકોચે મારૂં હૃદય કાઢીને તે તેને હું આપીશ. જો તે મારી કને આવીને મારા શરીરનાં માંસ અને રુધિરની માગણી કરશે તો તે પણ હું તેને વિલંબ કર્યા વિના અર્પણ કરીશ. જો તે મારી પાસે આવીને ફરિયાદ કરશે કે મારૂં કામ કરે એવું કોઈ નથી તો હું મારી રાજ્યગાદી છોડીને, તેનો દાસ થઈને તેની ચાકરી કરીશ; અને વળી કોઈ આવીને મારી પાસે પ્રભુની આપેલી અમૂલ્ય બક્ષીસ—મારી આંખો—માગશે તો જેમ તાડીના થડમાંથી તેનો ગલ

ઉખેડી લેતો હોઉં તે પ્રમાણે આંખોના ડોળા ફોડીને તેમાંથી આંખ
કીકીઓ આપવા પણ તૈયાર છું.'

પછી તે રાજાએ સ્નાન કર્યું અને સુશોભિત વસ્ત્રાભૂષણ ધારણ કરે
હાથી ઉપર બેસીને અન્નક્ષેત્ર તરફ જવા નીકળી પડ્યા; આ વખતે તેમ
હૃદયમાં પ્રજા પ્રત્યે અતિશય પ્રીતિ ઉભરાઇ આવી હતી.

હવે એવું બન્યું કે દેવોના દેવ **શંકર ભગવાને** એ રાજાના મન
સંકલ્પ જાણ્યો; અને તે સંકલ્પને દૃઢ વળગી રહે છે કે નહિ અર્થાત્
સંકલ્પને અમલમાં મૂકવાનો ખરેખરો સમય આવે ત્યારે તે મનની અં
સમી જાય એવો તાત્કાલિક તરંગ-મનનો ઉભરો-જ છે કે દૃઢ સંકલ્પ
એ વિષે કસોટી કરવાનું તેમણે ધાર્યું.

તેથી જ્યારે તે રાજા અન્નક્ષેત્રમાં આવી પહોંચ્યા, ત્યારે **શંકર** ે
વૃદ્ધ અંધ બ્રાહ્મણ ભિક્ષુકનું રૂપ ધારણ કરીને તેની સામા આવીને ઉ
રહ્યા અને બે હાથ લાંબા કરીને, "રાજન્, આયુષ્યમાન્ હો" ("રાજ
आयुष्यमान् भव") એવો તેને આશીર્વાદ દીધો.

અને તે રાજાએ એમને પૂછ્યું કેઃ—"આપને શાની ઇચ્છા છે

અંધ બ્રાહ્મણે જવાબ આપ્યોઃ—"હે પ્રતાપી રાજન્, આખી પૃ
ઉપર એવી એક પણ જગા નથી, કે જ્યાં તારા મોટા (ઉદાર) મ
ખ્યાતિ નહિ પહોંચી હોય. હું અંધ છું; પણ, હે રાજન્, તારે **બે** આં
છે. તે કારણથી હું તને વિનવું છું કે મને તારી **એક** આંખ આપ કે
વડે હું વિશ્વનું સૌન્દર્ય નિહાળું."

પોતાના સંકલ્પને અમલમાં મૂકવાનો પ્રસંગ આટલી બધી ત્વર
આવ્યો એવું જોઈને તે રાજા બહુજ પ્રસન્ન થયો, પણ પોતાના અંતઃકરણ
અનુભવાતા હર્ષને એકદમ બહાર જણાવી ન દેવો એવું ઇચ્છીને તે રાજ
એને પૂછ્યું:—"ઓ બ્રાહ્મણ, આ અન્નક્ષેત્રમાં આવવાનું આપને કોણે સૂચ
એ આપ કૃપા કરીને મને કહેશો ? આંખ જેવી મનુષ્યની સૌથી વ
અમૂલ્ય વસ્તુ આપ મારી કને માગો છો અને ખરૂં પૂછાવો તો તે
આપવી એ ઘણું કઠિન કામ છે."

અને બ્રાહ્મણે ઉત્તર આપ્યોઃ—"તું જાણ કે એક દેવે મને અ
મોકલ્યો છે અને આ વર માગવાનું મને કહ્યું છે."

અને રાજાએ જવાબ આપ્યોઃ—"તથાસ્તુ (તારી યાચના હું ક
રાખીશ), તું **એક** આંખ માગે છે, પણ જો હું તને **બે** આંખો આપીશ

એવામાં આખા નગરમાં એવા સમાચાર પ્રસર્યા કે રાજાજી એક અંધ બ્રાહ્મણને પોતાની બન્ને આંખો આપવા તૈયાર થઈ રહ્યા છે, અને તે કારણથી મુખ્ય સૈન્યાધિપતિ અને બીજા રાજદરબારીઓ રાજાને એ કામ કરતાં વારવાને માટે એકઠા મળ્યા.

તેઓએ એકઠા થઈને રાજાને વિનવ્યું:—"ઓ મહારાજ, આ અંધ બ્રાહ્મણને રોકડ નાણું, ઘરેણાં અને સુવર્ણજડિત વસ્ત્રાલંકારથી આભૂષિત હાથીઓ જેવી બક્ષીસ આપવાની આપની કને શું નથી? આપ નામદારની આંખો જેવી સૌથી અધિક અમૂલ્ય વસ્તુની ભેટ આપે શા માટે કરવી જોઈએ?"

અને રાજાએ તેમને પ્રત્યુત્તર વાળ્યો:—"પણ મેં એવી પ્રતિજ્ઞા લીધેલી છે, અને એ પ્રતિજ્ઞાનો ભંગ કરૂં તો હું મારે શિર પાપ વહોરૂં છું."

અને અમલદારોએ અને રાજ્યાધિકારીઓએ પૂછ્યું:—"હે રાજન્, પણ એમ કરવાનો આપનો શો હેતુ છે? એ આપીને આપનો વિચાર દીર્ઘાયુષ્ય લેવાનો છે કે કાન્તિ પ્રાપ્ત કરવાનો છે કે બળ મેળવવાનો છે?"

રાજાએ ઉત્તર વાળ્યો:—"એમાંની કોઈ પણ વસ્તુ મેળવવાની મને ઉમેદ નથી. દાન કર્યાનો હર્ષ અનુભવવો એજ એમ કરવાનો મારો હેતુ છે."

પછી રાજાએ શસ્ત્રવૈદ્યને તેનું કામ કરવાની આજ્ઞા કરી. અને જ્યારે એક આંખ ખેંચી કઢાઈ ત્યારે રાજાએ તે આંખ પેલા બ્રાહ્મણને આપી, અને તે તેના આંખના ગોખલામાં [1]પ્રફુલ્લ નીલોત્પલની[2] માફક સ્થિર ચોંટી રહી. અને રાજાએ કહ્યું:—"જ્ઞાનચક્ષુ જે સર્વ વસ્તુ દેખે છે તે આ ચર્મ-ચક્ષુ કરતાં વિશેષ કીંમતી છે." અને અત્યાનંદથી ઊભરાઈ જઈને તેણે તેને બીજી આંખ પણ આપી દીધી!

અને કેટલોક સમય વ્યતીત થયા બાદ અને ઘણું કષ્ટ સહન કર્યા પછી, તે રાજાએ દૃષ્ટિ પુનઃ પ્રાપ્ત કરી. જે વડે આપણે આજુબાજુની ચીજો જોઈ શકીએ છીએ એવી ચર્મચક્ષુ તો તેને પાછાં મળ્યાં નહિ પણ સંપૂર્ણ અને પરમ સત્યનું દર્શન જેવડે થાય છે એવાં જ્ઞાનચક્ષુ તેને પ્રાપ્ત થયાં.

અને તે રાજાએ સત્ય અને ન્યાયપુરઃસર રાજ્ય કર્યું, અને તેની પ્રજાએ રાજાના વર્ત્તન ઉપરથી વિમલ જ્ઞાનમાર્ગનો ઉપદેશ ગ્રહણ કીધો.

---

૧ પ્રફુલ્લ=વિકસિત કે ખીલેલું-હસતું.
૨ નીલોત્પલ=નીલ=આસમાની રંગનું+ઉત્પલ=કમલનું પુષ્પ.

( ૪૯ )

જ્યારે **રામ** કમળના જેવાં નયનવાળી **સીતા** નામની કન્યાને પરણીને **અયોધ્યા** પાછા આવ્યા ત્યારે **રામના** ભાઈ **લક્ષ્મણે** પણ હર્ષમાં ભાગ લીધો હતો. રમતગમતને માટે મોટા મંડપ રચવામાં આવ્યા હતા. રસ્તામાં આમ્ર, તાંબૂલ અને કદલી–વૃક્ષ રોપી દેવામાં આવેલાં હતાં. બજારોમાં ફૂલના હાર અને તોરણો લટકાવી દેવામાં આવેલાં હોવાથી સર્વત્ર આનંદ પ્રવર્તી રહેલો હતો. સ્થળે સ્થળે વિજયપતાકા ફરકી રહી હતી. રાજમાર્ગ ઉપર અશ્વ, રથ અને હાથીઓની આમ તેમ આવજા થઈ રહી હતી. દુંદુભિનાદથી આખું નગર ગાજી રહ્યું હતું. સર્વ પ્રકારનું મધુર સંગીત ચોમેર સંભળાઇ રહ્યું હતું. "**રામ, રામ**" એ સિવાય અન્ય શબ્દનો ઉચ્ચાર લોકોના મુખમાંથી નીકળતો નહોતો; અને એ સર્વે જોઈને **રામ** પોતાના મનમાં અપાર સુખનો અનુભવ કરી રહ્યા હતા.

**લક્ષ્મણે** પણ પોતાના હૃદયમાં એવોજ હર્ષ અનુભવ્યો. એક ભાઈએ બીજા ભાઈના સુખ અને હર્ષમાં ભાગ લીધો.

ત્યાર પછી એવું બન્યું કે દુઃખનું કાળું વાદળ આકાશમાં ચોમેર ચઢી આવેલું હોય, તેમ આખું જગત્ એક દિવસ અન્ધકારમય થઈ રહ્યું. **રામે** ચૌદ વર્ષ વનમાં ગાળવાં એવો કમકમાટ ઉત્પન્ન કરે તેવો હુકમ **અયોધ્યાના** વૃદ્ધ દશરથ રાજાએ કર્યો હતો.

જ્યારે **લક્ષ્મણે** એવી નિર્દય આજ્ઞા સાંભળી ત્યારે શોકથી તેનું શરીર કંપવા લાગ્યું, તેની આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી, અને એકદમ **રામ** પાસે દોડી જઈને, તેમના પગે તે પડ્યો અને જોરથી તેણે તેમના પગ પકડ્યા, અને થોડોક વખત તો તે એક પણ શબ્દનો ઉચ્ચાર કરી શક્યો નહિ.

ઉદાર મનવાળા **રામે** કહ્યું:—"હે ભાઇ, તું તારા મનને ઉદ્વેગમાં ન નાખ. પરિણામે સૌ સારાં વાનાંજ થશે. તારાથી મારી સાથે નહિ અવાય. તું **અયોધ્યામાં** રહીને પિતાજીની અને પ્રજાની સેવા કરજે."

**લક્ષ્મણે** કહ્યું:—"ના રે ભાઈ, ના; એવું તમે બોલશો નહિ. હું તો તમારા પૂજ્ય ચરણારવિંદનીજ સેવા કરીશ. હું તમને મારા પુરેપુરા મનથી કહું છું કે જ્યાં તમે જશો ત્યાં હું પણ આવીશ."

**લક્ષ્મણના** આવા શબ્દો સાંભળીને **રામે** તેને ઊભો કર્યો, અને પોતાની છાતી સરસો ચાંપ્યો; અને તેને કહ્યું કે તું પ્રથમ તારી માતાની રજા લઈ આવ અને પછી આપણે બન્ને અરણ્યમાં જવા સાથે નીકળી પડીશું.

અને **લક્ષ્મણ** આ સાંભળી બહુજ રાજી થયો.

## ( ૫૦ )

વિલ્યમ કૅરી નામે એક માયાળુ અંગ્રેજ સદ્‌ગૃહસ્થ હિન્દુસ્તાનમાં આવ્યો ત્યારે તેણે દેશીઓને નીચે લખેલી બે બાબતો સમજાવી હતીઃ—

( ૧ ) અમુક જાતના છોડ કેવી રીતે ઉછેરવા ?

( ૨ ) અને એ છોડ ઉછેરવાનું કામ પોતે તેમને કરી દેખાડયું.

જ્યારે તે હિન્દુસ્તાનમાં આવ્યો, અને દેશમાં ફર્યો ત્યારે તેને માલમ પડયું કે આ દેશમાં જોકે વનસ્પતિની પેદાશ ઘણી છે તોપણ ભૂમિ રસાળ હોવાથી તેમાં કેટલાક બીજા અને અજાણ્યા કે નવીન છોડ ઉગી શકે એમ છે. તેથી તેણે ઇંગ્લંડથી પુષ્પનાં બીજ, બગીચાના છોડ, અને ફળઝાડ મંગાવ્યાં; અને એમાંનાં કેટલાંક તો પ્રતિવર્ષ ઇંગ્લંડથી તેની ઉપર મોકલી આપવામાં આવતાં હતાં; અને થોડા સમયમાં હિન્દુસ્તાનના બાગબગીચાઓમાં મનોહર અને સુગંધીદાર પુષ્પો અને મધુર ફળ આપનારાં વિલાયતી ઝાડ ઉગી રહ્યાં હતાં. મી. કૅરી કેટલોક વખત સીરામપોરમાં રહ્યો. ત્યાં તેણે પાંચ એકર જમીન ખરીદ કરીને તેપર એક સુંદર બગીચો બનાવ્યો. એ બગીચાની ચારેકોર ફરતી એક વાડનો કોટ કરી દીધો અને એની અંદર તરેહ તરેહના છોડ ઉછેર્યા. તેને વિષે એવું કહેવાએલું છે કે તેનો છોડ ઉપર એટલો બધો પ્રેમ હતો કે તે તે ઉપરથી એક પણ ફૂલ ચુંટી લેતો નહિ. જ્યારે તે પોતાની મેળે ચાલી ન શકાય એવો અશક્ત થયો ત્યારે તે ચાર પૈડાંની ખુરશીઘાટની ગાડીમાં બેસીને પોતાની પ્રિય વાડીમાં તે હંકાવીને ફરતો અને તરેહ તરેહના ઝાડ, છોડ, છોડવા, વેલા અને કળીઓનો ભવ્ય દેખાવ જોઈને તે પોતાના મનમાં સગર્વ હર્ષ અનુભવતો.

' સીરામપોરમાં તેની વાડીની ચોમેર ફરતી એક દિવાલ હતી. પણ તેના જ્ઞાનની આજુબાજુ તેણે દિવાલ બાંધી નહોતી, અર્થાત્ તેણે પોતાના જ્ઞાનને એકલપેટીઉં કરી રાખ્યું નહોતું. તેણે ( વિલ્યમ કૅરીએ ) પોતાના વિચાર ચોમેર ફેલાવ્યા હતા. ઈ. સ. ૧૮૨૦માં કલકત્તાના ' ટાઉન હૉલ 'માં તેણે લોકોની એક જાહેરસભા બોલાવીને ઝાડ, ફૂલ વગેરેમાં સુધારો કર્યાથી કેવું સારૂં કામ થાય તેમ છે તે વિષય તરફ લોકોનું ધ્યાન ખેંચ્યું હતું. અને આજે પણ કલકત્તાના એક મકાનમાં તેનું એક સ્મરણ બાવલું ઉભું કરવામાં આવેલું છે, તે જોયાથી હિન્દુસ્તાનની ' ઍગ્રિકલ્ચરલ ઍન્ડ હૉર્ટિકલ્ચરલ સોસાયટિ ' (=" ખેતીવાડીના સુધારા માટે અને બાગબગીચાનાં ઝાડ ઉછેરવા માટે સ્થપાએલી સંસ્થા " ) નો સ્થાપક તેજ હતો એવું આપણને સ્મરણ

થાય છે. એવાજ ઉદ્દેશવાળી બીજી સંસ્થાઓ દેશના બીજા ભાગોમાં બીજા લોકોએ સ્થાપી અને સો વર્ષ ઉપર વિલ્યમ કેરીએ આદરેલા પ્રયાસને પરિણામે હાલમાં દેશમાં ઘણાં ખેતર સારી રીતે ખેડાય છે અને ઘણા બાગ-બગીચાઓ વધારે સારી રીતે ઉછેરવામાં આવે છે.

---

## ( ૫૧ )

વળી, નંદીય નામના એક મૃગની વાત તમે સાંભળો. નંદીય સુખ-શાન્તિના સમયમાં તેમજ સંકટ અને જોખમના સમયમાં પોતાનાં માબાપ પ્રત્યે એકસરખી દયા અને પ્રીતિ રાખતું હતું.

નંદીય નામનું એક મૃગ પોતાના માબાપ પ્રત્યે જંગલમાં બહુ માયાળુપણાથી વર્તતું હતું.

એ ત્રણ જણાં પરસ્પર સુખશાન્તિ અને પ્રેમ અનુભવતાં દિવસ નિર્ગમન કરતાં હતાં, એવામાં કોસલ દેશનો રાજા એ જંગલમાં વારંવાર શિકાર કરવા માટે આવતો હતો. જ્યારે તે શિકાર માટે નીકળતો ત્યારે તેના સેવકોને તેની પાછળ પાછળ દેશમાં ઘણે દૂર ઘોડા ઉપર અગર પગે ચાલીને ભમવું પડતું હતું. દેશની પ્રજાને પણ વારાફરતી નીકળવું પડતું હતું. એ રીતે લોકોને પોતાના ધંધારોજગારમાંથી વિખુટા થવું પડતું હોવાથી કમાણીને હાનિ પહોંચતી હતી તેથી તેઓ ઘણા નારાજ થતા હતા–મનમાં કચવાતા હતા.

આ કારણથી તેઓએ એક બગીચો બનાવ્યો, તેની ચોમેર ફરતા ઝાંપા અને વાડ ઉભાં કરી દીધાં, અને બગીચાના મધ્યમાં એક તળાવ બાંધ્યું; અને જંગલમાં જઈને તેઓ સઘળાં મૃગને તે બગીચા તરફ હાંકી કાઢવા લાગ્યાઃ—એવું ધારીને કે બધાં મૃગને બગીચામાં પૂરી રાખવામાં આવ્યાં હોય તો રાજાને શિકાર કરવાનું મોં આગળજ હોય અને તેથી ઘણા અનુચરોને સાથે રાખીને જંગલમાં શિકાર માટે દૂર ભટકવાની તેને જરૂર પડે નહિ.

નંદીયે માણસોને હાથમાં લાકડી રાખીને આવતા દીઠા; તે તેનાં માબાપ સાથે એક નાના જંગલમાં ચારો ચરતું હતું.

તેણે તેનાં માબાપને કહ્યું:—" તમે અહીંજ ઉભાં રહેજો. હું એ લોકની સામે જાઉં છું."

એ જંગલમાંથી તે સાવ એકલું બહાર ધસી આવ્યું, અને એ જંગલમાં હવે બીજું મૃગ રહ્યું નથી એવું ધારીને લોકોએ એને બગીચા તરફ દોડાવ્યું અને આગળ ચાલ્યા.

પેલા જંગલમાં બે–માબાપ–સિવાય બીજાં સઘળાં મૃગ હવે બગીચામાં એકઠાં થયાં. રાજા આ યુક્તિ જોઈને બહુજ પ્રસન્ન થયો. અને દરરોજ એ બગીચામાં જતો અને પોતાના ધનુષ્યબાણ વડે તે ટોળામાંથી એક એક મૃગને તે હણતો. એમ છતાં ઘણા વખત સુધી નંદીયનો વારો આવ્યો નહિ.

આખરે જ્યારે તેનો વારો આવ્યો ત્યારે તે રાજાની સંમુખ હાલ્યા-ચાલ્યા વિના ઉભું રહ્યું, અને તેણે નાસી જવાની જરા પણ કોશીશ કરી નહિ.

રાજા નંદીયનું આવું વિચિત્ર વર્ત્તન જોઈને એટલો બધો છક થઈ ગયો કે તેણે તેની તરફ બાણ છોડયું નહિ. પોતાનું ધનુષ્ય નીચું કરીને તે જરાક થોભ્યો.

નંદીયે રાજાને કહ્યું:—"હે રાજન્, તું બાણ છોડ."

રાજાએ જવાબ દીધો:—"હે મૃગ, તારામાં હું કંઈક અલૌકિક ગુણ જોઉં છું માટે હું બાણ મારી શકું એમ નથી. હું તને જીવતદાન આપું છું."

મૃગે કહ્યું:—"હે રાજન્, તું આ બગીચાનાં બીજાં બધાં મૃગોને પણ જીવતદાન નહિ આપે?"

રાજાએ જવાબ આપ્યો:—"હું એમને પણ જીવતદાન આપું છું."

મૃગે કહ્યું:—"હે રાજન્, તું આકાશમાં ઉડતાં પક્ષીઓને અને જળમાં વસતાં મત્સ્યોને પણ તારી કૃપાનો લાભ નહિ આપે?"

રાજાએ ઉત્તર આપ્યો:—"હું એમને પણ જીવતદાન આપું છું."

આ પ્રમાણે તે મૃગે રાજા સાથે વાત કરી અને તેને પ્રાણિમાત્ર પ્રત્યે દયાનું માહાત્મ્ય સમજાવ્યું. અને પછી રાજાએ સોનાની ઢોલ વગડાવીને આખા દેશમાં જાહેર કર્યું કે આજથી સર્વે મૃગ, પક્ષી, અને મત્સ્યો ઉપર રાજાની કૃપા બતાવવામાં આવશે અને તે સર્વને અભયદાન આપવામાં આવ્યું છે.

---

## ( ૫૨ )

ઇસ્લામી ધર્મશાસ્ત્રમાં સ્વર્ગના ફરિસ્તાઓએ ઈશ્વરને પૂછ્યું હતુ કે:—

"ઓ ઈશ્વર આ જગત્માં પત્થર કરતાં વધારે કઠણ વસ્તુ બીજી કોઈ હશે ખરી?"

ઈશ્વરે જવાબ આપ્યો:—"હા, લોઢું પત્થર કરતાં વધારે મજબુત છે, કારણ કે લોઢું પત્થરને તોડી નાખે છે."

ફરિસ્તાએ પૂછ્યું:—"લોખંડ કરતાં વધારે જબરૂં બીજું કાંઈ હશે?"

ઈશ્વરે જવાબ આપ્યો:—"હા, અગ્નિ; કારણકે અગ્નિ લોખંડને ગાળે છે."

ફરિસ્તાએ પૂછ્યું:—"અગ્નિ કરતાં વધારે જબરૂં કોઈ હશે?"

ઈશ્વરે જવાબ આપ્યો:—"હા, જળ: કારણ કે જળથી અગ્નિ હોલવાય છે."

ફરિસ્તાએ પૂછ્યું:—"પાણી કરતાં વધારે જબરૂં શું હશે?"

ઈશ્વરે જવાબ આપ્યો:—"પવન; કારણકે પવનથી પાણીનાં મોજાં ઉછળે છે."

ફરિસ્તાએ પૂછ્યું:—"પવન કરતાં પણ વધારે જબરૂં કોઈ હશે?"

ઈશ્વરે જવાબ આપ્યો:—"હા, જમણા હાથે અપાયલાં દાનની ડાબા હાથને પણ ખબર ન પડે એવી રીતે ગુપ્ત દાન કરનારૂં દયાળુ અંતઃકરણ પવન કરતાં પણ વધારે જબરૂં–ઉમદા–છે."

હાલના સમયમાં પણ દાન કરવું–એજ દયા બતાવવાનું મુખ્ય સાધન છે એવું સમજવાનું નથી. માયાળુ અંતઃકરણ બતાવીને આપણા પાડોશીને બક્ષિસ આપીને પણ આપણે તેને મદદ કરી શકીએ ખરા. તોપણ ઉપરની વાર્તા ઉપરથી સાર લેવાનો એ છે કે **બક્ષિસો** આપીને, દાન આપીને, અગર બીજી કોઈ રીતે પણ દયા બતાવ્યાથી આપણે અન્યનો સ્નેહ અને મૈત્રી બહુ સહેલાઈથી સંપાદન કરી શકીએ છીએ, માટે દયાની પ્રભુતા –પ્રભાવ–આ જગતમાં સૌથી અધિક છે.

આપણા જાતભાઈનું દુઃખ જોવાથી આપણું મન પણ તેવુંજ દુઃખ અનુભવે છે અને સુખ જોયાથી આપણું મન પણ તેવુંજ સુખ અનુભવે છે.

પરસ્પરના સુખદુઃખમાં ભાગ લેતી વૃત્તિનું આ ઉમદા લક્ષણ છે.

---

## ( ૫૩ )

પૂર્વે ૨૦૦૦ વર્ષો ઉપર ગ્રીસના મહાન્ સિકંદર પાદશાહે યુરોપથી હિન્દુસ્તાન ઉપર સ્વારી કરી હતી, ત્યારે તેની અને પંજાબના પોરસ રાજાની વચ્ચે દારુણ યુદ્ધ થયું હતું, તેમાં સિકંદરે પોરસનો પરાજય કર્યો

હતો. એવું કહેવાયલું છે તે લડાઈમાં ૧૨૦૦૦ પાયદળ, ૩૦૦૦ ઘોડેસ્વાર માર્યા ગયા હતા અને ૯૦૦૦ કેદ પકડાયા હતા. યુદ્ધ પુરૂં થયા બાદ સાડા છ ફીટ જેટલા ઉંચા રાક્ષસી બાંધાવાળા પોરસ રાજાને કેદ કરીને ગ્રીસના પાદશાહ સમક્ષ લાવી ઉભો કરવામાં આવ્યો ત્યારે પાદશાહે તેને પૂછયું:—"મારે તમને કેવા સમજીને તમારી તરફ વર્તવું?" ત્યારે એણે જવાબ આપ્યો:—"રાજા સમજીનેજ" ઍલેક્ઝાન્ડર પાદશાહ પોરસના જવાબથી પ્રસન્ન થયો. તેણે એને એનું રાજ્ય પાછું સોંપ્યું અને બીજા પ્રાંતો પણ વધારાના ઉમેરી આપ્યા અને એ રીતે એને પોતાનો વફાદાર મિત્ર અને માંડલિક રાજા બનાવ્યો.*

---

## (૫૪)

બાઈબિલમાં લખ્યું છે કે:—"જેમ ખુશકારક લેપ અને સુગંધીદાર તેલ મનને પ્રસન્ન કરે છે તેજ પ્રમાણે મિત્રના પ્રેમાળ ચ્હેરામાંથી નીકળતી મધુરતા મનને પ્રસન્ન કરે છે.

ડેવિડ અને જૉનાથનની મૈત્રી બાઈબિલની કથામાં સુપ્રસિદ્ધ છે. ડેવિડ જાતે ભરવાડ હતો, અને લોકો તેને બહુ ચહાતા હતા તેથી તેઓએ એને અગ્રણી કર્યો હતો. આ કારણથી રાજાની તેના ઉપર બહુજ અકૃપા થઈ હતી. રાજપુત્ર જૉનાથન ડેવિડ પ્રત્યે સ્નેહ ધરાવતો હતો; અને એક દિવસ એણે પોતાના પિતાના સાંભળતાં ડેવિડનાં વખાણ કીધાં હતાં, તે ઉપરથી રાજાએ ક્રોધના આવેશમાં જૉનાથનને મારી નાંખવાના ઇરાદાથી તેની સામે બરછી ફેંકી હતી. કેટલાંક વર્ષો વીત્યા પછી રાજા અને જૉનાથન બન્ને પોતાના દેશના દુશ્મનની સામે લડતાં માર્યા ગયા. ડેવિડને કાને આ માઠા સમાચાર પહોંચ્યા, ત્યારે તે મહા શોકસાગરમાં ડૂબી ગયો; અને ઉંચે સ્વરે તે નીચે પ્રમાણે રુદન કરવા લાગ્યો:—

(અનુષ્ટુપ્).

"અહા! શું શૌર્ય દેખાડી યોદ્ધાઓ રણમાં પડે,
તારૂં, ઓ મિત્ર, જૉનાથન, મૃત્યુ ખિન્ન મને કરે;

(અનુષ્ટુપ્)

વિયોગે હૈયું મારૂં આ છિન્નભિન્ન થતું ઘણું,
અરે ઓ ભાઈ, તારો હું દૈવી પ્રેમ શું વર્ણવું?"

* * * *

---

* વાંચો:—માર્સ્ડનકૃત "હિન્દનો ઇતિહાસ" પૃષ્ઠ. ૧૧૫ (અંગ્રેજી પુસ્તક).

કોઈ અજાણ્યા મુલકમાં **ના**ઓમી નામની કોઈ એક **હિબ્રુ** સ્ત્રી પોતાના ધણી અને બે છોકરાની સાથે રહેતી હતી. ત્યાં તેનો ધણી મરી ગયો અને બે છોકરા પણ મરી ગયા; અને **ના**ઓમી નિરાધાર વિધવા થઈ રહી; તેથી તેણે પોતાને દેશ પાછા જવાનો ઈરાદો કર્યો. તે વખતે તેની પુત્રવધૂ **રૂથે** તેની સાથે આવવાનું કર્યું.

**ના**ઓમીએ તેને પોતાની સાથે ન આવવા ઘણુંએ કહ્યું; અને તે વખતે તેઓ ઉભય પરસ્પરને જાણે પુનરપિ કદી નહિ મળવાનાં હોય તે રીતે બેહદ રડયાં.

**રૂથે** કરગરી પડીને કહ્યું:—" ના, મને પાછી જવાનું કહેશોજ નહિ. જ્યાં તમે જશો ત્યાં હું પણ આવીશ, જ્યાં તમે વાસ કરશો ત્યાં હું પણ વાસ કરીશ, તમારો દેશ તેજ મારો દેશ થશે અને જે દેવને તમે પૂજશો તેજ દેવને હું પણ પૂજીશ, જ્યાં તમે મૃત્યુ પામશો ત્યાં હું પણ મૃત્યુ પામીશ અને દફન થઈશ, અને મૃત્યુ સિવાય બીજી કોઈ પણ રીતે હું તમારાથી વિખુટી પડવાની નથી."

* * * *

**રૂથ** અને **ના**ઓમી **હિબ્રુ** લોકોના દેશમાં આવ્યાં અને ત્યાં અવિચ્છિન્ન મૈત્રી ભાવમાં એકઠાં રહ્યાં.

ડેવિડે જૉનાથનનો મિત્ર થવાનું કેમ ઇચ્છયું? કારણકે ઉભયના ઉદ્દેશ એકજ પ્રકારના હતા અને ઉભય પરસ્પરને સહાયરૂપ થવા ઇચ્છતા.

**રૂથે ના**ઓમીની બેનપણી થવાનું કેમ ઇચ્છયું? કારણકે ઉભયના ઉદ્દેશ એકજ પ્રકારના હતા અને ઉભય પરસ્પરને સહાયરૂપ થવા ઇચ્છતાં.

અને **બિ**હારીમલ્લે નાની વયના **અ**કબર સાથે મૈત્રી કરવા શામાટે ઇચ્છયું?

**દિલ્હી** પાસે **અ**કબર **પા**દશાહની છાવણીએ પડાવ નાખ્યો હતો, ત્યાં એક દિવસ **ર**જપૂત સરદાર **બિ**હારીમલ્લ જઈ ચઢયો. બરાબર એજ વખતે સર્વત્ર ગરબડ મચી રહી હતી; માણસો અહીંથી તહીં એમ દોડતા હતા; તંબુઓની ખીલીઓ અને દોરડાં હવામાં ઉંચે ઊડી રહ્યાં હતાં. આ ગરબડાટની વચ્ચે એક જુવાન માણસ વિફરેલા હાથીની ગરદન ઉપર શાંત ચ્હેરો રાખીને બેઠો હતો. તેના હાથમાં અંકુશ હતો, તે અંકુશ વખતોવખત તે હાથીની ચામડીમાં ભોંકતો હતો. આખરે તેણે હાથીને કાબુમાં આણી દીધો અને બધે સુવ્યવસ્થા કે શાંતિ પ્રવર્તી રહી. કોણ કોને જીતે છે એ વિષેનું આ યુદ્ધ

બિહારીમલ્લે અને તેના સોબતીઓએ જોયું. તેણે આ નાનો માવત જે પાદશાહ પોતેજ હતો તેની તારિફ કીધી અને પોતાના અંતઃકરણમાં ઇચ્છયું કે આવો બહાદુર નર મારો મિત્ર થવાને યોગ્ય છે. અને તે દિવસથી સદાને માટે અકબર પાદશાહ અને રજપૂત સરદાર બિહારીમલ્લ મૈત્રીભાવથી બંધાયા.

* * * *

એ કારણથી જો તમે ઉમદા ચીજો ચહાતા હો તો જે મિત્ર ઉમદા સ્વભાવ ધરાવતા હોય તે મિત્રોને તમે પસંદ કરશો, અને જો હું તમને ઓળખતો ન હોઉં પણ તમારા મિત્રને ઓળખતો હોઉં અને જો હું તમને તમારા મિત્રની સંગતિમાં, ઘરમાં, બજારમાં, ખેતરમાં કે ઉજાણીમાં જોઉં તો તમારા મિત્રનાં લક્ષણ અને વર્તન ઉપરથી હું તમને કહી શકીશ કે તમે કેવી તરેહના માણસ છો.

ઉમદા વસ્તુ પસંદ કરજો.

મિત્રો, પરસ્પરની પસંદગી કર્યા પછી, એક બીજાને મદદ કરીને પોતાનો મૈત્રીભાવ સિદ્ધ કરી આપે છે. આને પરસ્પરની મદદ કહે છે.

ઈ. સ. ૧૫૭૨ ના ડીસેંબર માસમાં મહાન્ અકબર પાદશાહ પોતાની કને માત્ર સો કે દોઢસો સૈનિકો લેઈને ફરતો હતો એવામાં તેને ખબર થઈ કે ખંભાતના અખાત પાસે એના એક સરદારને બળવાખોરોએ મારી નાખ્યો છે. તે પોતાનું એટલું નાનું સૈન્ય કોઈને દુશ્મનની ટુકડીને મળ્યો, અને ઉભયપક્ષના યોદ્ધાઓ બે બે અગર ત્રણ ત્રણ એ રીતે સામસામા ઉભા રહીને લડયા; ભાલાઓ સામસામા અથડાયા, તરવારો અફળાઈ અને ભાંગી, અને યુદ્ધ બે કલાક પર્યન્ત ચાલ્યું. અંતે કોઈ બે યોદ્ધાઓ એક સાંકડા રસ્તામાં થઈને બીજે છેડે ધસી આવ્યા; તે સાંકડા માર્ગની બન્ને બાજુએ આકડાની અને બીજાં કાંટાવાળાં ઝાડની વાડ આવેલી હતી અને બીજે છેડે દુશ્મનની ટુકડી ઉભી હતી. એવા સાંકડા માર્ગમાં થઈને બહાદુરીથી ધસી આવનાર એ બે બહાદુર યોદ્ધાઓ પૈકી એક મુસલમાન પાદશાહ અકબર હતો અને બીજો રજપૂત સરદાર ભગવાનદાસ હતો. એ રીતે મુસલમાન અને હિન્દુ ભયના મોખરામાં સાથે કૂદી પડયા. દુશ્મનમાંથી ત્રણ જણ તેમની સામા ધસી આવ્યા. તેમાંના એકને ભગવાનદાસે કાંટાની વાડ તરફ હડસેલી મૂકયો, જ્યાં આગળથી તે જીવ લઈને નાઠો. બીજા બેને નસાડી મૂકયા. એ બન્ને મિત્રોએ આગળને આગળ ધસ્યાં કીધું અને એ રસ્તાના છેડે ઉભેલા ચોકીદારો અને લડવૈયાઓની સાથે લગોલગની લડાઈ ચાલી રહી.

આખરે બધા દુશ્મન નાસી ગયા. રાત્રિનો સમય થયો. પાદશાહ અને ભગવાનદાસ વિજયી થયા હતા. અને ત્યારથી સદાને માટે હિન્દુ સરદાર ભગવાનદાસને એક વિજયપતાકા અને ડંકો રાખવાની પરવાનગી મળેલી હતી.

જો તમે કોઈ વેપારી કનેથી માલ ખરીદશો તો તે અમુક માપથી અગર ' મૂઠ ' વડે અગર ' ગજ ' વડે અગર ' મૂલૂમ ' વડે અગર એવા બીજા માપથી તે ભરશે; અને તે તોલ કરતાં વધારે નહિ આપે અથવા માપ કરતાં વધારે નહિ ભરે. પણ મિત્ર એવા તોલ કે માપનો ઉપયોગ કરતો નથી. (મતલબ કે મિત્ર તરીકે ફરજ અદા કરતી વખતે તે કામ મોટું છે કે નાનું, કઠિન છે કે સહેલું એ વિષે તે વિચાર કરવા થોભતો નથી.)

બિઝાન નામના એક ઉમદા કુળના પર્શિયન યુવકને તેના દુશ્મનોએ કેદ કરીને ઉંડા ભોંયરામાં ગોંધ્યો હતો. તેના હાથપગ લોખંડની સાંકળોથી બાંધી લીધા હતા અને સાંકળોથી બાંધીને તેને એ અંધારા ભોંયરામાં લટકાવ્યો હતો અને ત્યાં તેને સૂર્યનારાયણનાં કે ચંદ્રમાનાં દર્શન પણ કદી થવા પામતાં નહિ. ભોંયરાનું મોં એક ભારે પત્થરથી ઢાંકી દેવામાં આવ્યું હતું, અને એ મોટા અને ભારે પત્થરમાં એક છિદ્ર કે બાકોરૂં રાખવામાં આવ્યું હતું, જેમાં થઈને તેને દરરોજ રોટલો અને પાણી પહોંચાડવામાં આવતું હતું.

આ કમનસીબ યુવકની મદદે રૂસ્તમ નામનો પેહેલવાન સાત સાથીઓને લેઈને આવી પહોંચ્યો.

માર્ગમાં એક ભયંકર રાક્ષસ આવીને ઊભો રહ્યો. તે રાક્ષસ કદે ઉંચો અને પ્રૌઢ હતો; આંખો કાળી કાજળ જેવી હતી; મોં ગુફાના જેવું વિશાળ હતું; દાંત જંગલી ભૂંડના જેવા તીક્ષ્ણ હતા; અને તેના શરીર ઉપરના વાળ ઉભા થતા ત્યારે સોયો અને ખીલા જેવા જણાતા હતા. તે રાક્ષસે એક ઝાડ તેના મૂળમાંથી ઉખેડી નાખ્યું અને તેને પોતાના હાથમાં પકડીને પોતાના માથાની આસપાસ ગોળ ફેરવીને રૂસ્તમ તરફ ફેંક્યું; અને રૂસ્તમે તે રાક્ષસ સામુ પાછું ફેંક્યું. પણ રાક્ષસ આઘો કૂદી ગયો, અને પોતે જણાઈ ન શકે એવા ઇરાદાથી આછી હવામાં જતો જણાયો. આખરે રૂસ્તમે તેને એક ઝટકાથી મારી નાખ્યો.

પછી તે પેહેલવાન ( રૂસ્તમ ) ભોંયરા પાસે ઉતાવળો ઉતાવળો જઈ પહોંચ્યો, અને તેની ઉપર ઢાંકેલી મોટી ભારે શિલા પોતાના પ્રૌઢ હાથ વડે ઉપાડીને દૂર ફેંકી દીધી.

તેણે દોરડાનો ગાળો કરીને ભોંયરામાં નાખ્યો. તે બિઝ્રાનના શરીરની આસપાસ વીંટળાઈ ગયો, અને રૂસ્તમે તેને ભોંયરાની બહાર ખેંચી કાઢયો.

રૂસ્તમે બિઝ્રાનને કહ્યું:—"ભાઈ, તું હમણાં કષ્ટ વેઠીને થાકી તથા નરમ થઈ ગયો હઈશ. માટે તું એકદમ ઘેર જઈને આરામ લે, અને હું જે જુલમી અફ્રાશીયાબે તારી પ્રત્યે આવી નિર્દય વર્તણુક બતાવી છે તેની ખબર લેવા જાઉં છું.

બહાદુર બિઝ્રાને રૂસ્તમને જવાબ આપ્યો:—"ખરૂં છે કે તમે રાક્ષસી બળ ધરાવો છો માટે મારી મદદની તમને જરૂર નહિ પડે, પણ તમે મને કષ્ટમાંથી અને મૃત્યુના પંજામાંથી ઉગાર્યો ને એમ કરીને મારી પ્રત્યે જે કૃપા દર્શાવી છે તે માટે ખરેખર હું તમારો આભારી થઈ રહ્યો છું. માટે તમને જોખમના કામમાં એકલા નહિ ઊભા રહેવા દેઉં. જ્યાં તમે જશો ત્યાં હું પણ તમારી સાથેજ આવીશ."

અને તેજ રાત્રે બિઝ્રાન રૂસ્તમની સાથે તે જુલમી પાદશાહના મહેલ તરફ ગયો.

તેણે (બિઝ્રાને) બારોબર ઈરાનમાં પોતાને ઘેર જઇને આરામ લીધો હોત તો કોણે તેનો દોષ કાઢયો હોત?

પણ, ના; મિત્ર તરીકે ફરજ બજાવતાં થાક કે કંટાળો લાગતોજ નથી. રૂસ્તમ જેવા પોતાના મિત્રને સહાય કરવાના હર્ષમાં તે મિત્ર (રૂસ્તમ) પોતાનું કષ્ટ વિસરીજ ગયો.

---

## (૫૫)

એક દિવસ કુન્યાનો એક ધનાઢ્ય વેપારી મક્કે હજ઼ કરવા ગયો.

તેની સ્ત્રી ઘેર એકલી રહી હતી, તો પણ હજ઼ કરવા ગયેલા ધણીને તે દરરોજ યાદ કરતી હતી.

તે સ્વાદિષ્ટ અન્ન તૈયાર કરીને કાચની એક સુંદર રકાબીમાં પીરસીને જલ્લાલ નામના એક માયાળુ ફકીર કને જતી અને તેને વિનવીને કહેતી કે, "આપ આ રસોઈ આરોગો ત્યારે આપના શુભ વિચાર દૂર હજ઼ કરવા ગયેલા મારા ધણી તરફ મોકલજો અને તેને આશીર્વાદ દઈને તેનું ભલું ઇચ્છજો."

જલાલ પોતાના શિષ્યોને એકઠા કરીને તેમને પોતાની પાસે બેસાડતો અને તેઓ સર્વે એ રકાબીમાં પીરસેલું સ્વાદિષ્ટ અન્ન સાથે ખાતા, અને અદ્ભુત વાત એ બનતી કે તે રકાબીનું અન્ન ખાલી થતુંજ નહિ !

જલાલે ઇચ્છયું:—" ખરે, પણ આપણો મિત્ર, જે અત્યારે આપણી પાસે હાજર નથી તેણે આપણા ભોજનમાં ભાગ લેવો જોઈએ."

એવું કહીને, તે હાથમાં તે રકાબી લેઈને ઘરને છાપરે ગયા અને થોડા વખતમાં ખાલી હાથે પાછા નીચે આવ્યા.

શિષ્યોએ તેને પૂછયું:—" સાહેબ, રકાબી કયાં મૂકીને આવ્યા ? "

જલાલે ઉત્તર આપ્યો:—"તે હું પેલી સ્ત્રીના ધણીને પહોંચાડી આવ્યો."

શિષ્યો આશ્ચર્યથી સ્તબ્ધ થઈ રહ્યા પણ એક પણ શબ્દ બોલ્યા નહિ.

હાજીઓ મક્કેથી પાછા ફર્યા અને પેલા વેપારીએ પોતાને ઘેર પહોંચીને, ઘરની બહાર ઊંટને ઊભા રાખીને તેમની ઉપર લાદેલો માલ ખાલી કર્યો, અને પોતાની સાથે આણેલો માલ બતાવવા માટે પોતાની સ્ત્રીને ઘરમાંથી બહાર બોલાવી. એ માલમાં પેલી ચીનાઈ બિલોરી કાચની સુશોભિત રકાબી પણ હતી.

તેની સ્ત્રી તેના ધણી પાસે ઉમંગભેર ત્વરાથી આવીને ઊભી રહી કે તરતજ તેણે પ્રથમ પ્રશ્ન એ કીધો કે:—"આ રકાબી તમને કેવી રીતે મળી ?"

તેણે ઉત્તર આપ્યો:—" તે હું સમજાવી શકું તેમ નથી. એક સાંજે હું મક્કામાં મારા તંબુની અંદર બેઠો હતો ત્યારે આ રકાબી મને આપતો એક હાથ મેં દીઠો. એ રકાબીમાં મિષ્ટાન્ન હતું. મેં તે લીધી. પછી હાથ અદૃશ્ય થઈ ગયો. મારા ચાકરો તે હાથ કોનો હતો તે જોવા માટે બહાર ગયા પણ કોઈને તેમણે દીઠું નહિ.

આ ઉપરથી આખરે એમ સાબીત થયું કે જલાલે પોતાનો હાથ અને રકાબી છેક દૂરથી મક્કા સુધી પહોંચાડ્યાં હતાં !

અલબત્ત, આ એક દંતકથા છે. તો પણ એ ઉપરથી આપણે એ શીખવાનું છે કે દૂર દેશમાં રહેતા આપણા મિત્રો વગેરેને યાદ કરવા એ આપણી ફરજ કેટલી બધી ઉમદા છે, આપણા મિત્ર આપણી ગેરહાજરી દરમ્યાન આપણને યાદ કરે છે તે અને હજારો માઇલના અંતરે આવી રહેલાં આપણા અને તેના અંતઃકરણને સ્મરણરૂપી એક તારે જોડી રાખેલાં છે તે જાણ્યાથી આપણા મનને કેટલો બધો જંપ—સુખ—અને સાન્ત્વન મળે છે !

ટપાલ ઑફિસ ખાતું આખી પૃથ્વી ઉપર મિત્રોના સંદેશા ગાડામાં, રેલ્વે ગાડીમાં, અને વહાણોમાં લઈ જાય છે લાવે છે.

આપણું મન અગર વિચારો જેની ગતિ ટપાલ કે તાર કરતાં પણ અધિક છે તે ઇંગ્લંડ, આફ્રિકા, અમેરિકા અને ઑસ્ટ્રેલિયામાં આપણા મિત્રોને પ્રેમના સંદેશા પહોંચાડે છે!

આપણું અંતઃકરણ પ્રેમના સંદેશા કયા મિત્રોને મોકલશે? નવા મિત્રોનેજ માત્ર? ત્યારે શું જુના મિત્રોને આપણે ભૂલી જઈશું?

*           *           *           *

ગંગા નદીના તટ ઉપર અંજીરનાં વૃક્ષોનું એક ઝુંડ હતું; તેમાં લાખો પોપટ વસતા હતા.

એમાંનો એક રાતી ચાંચવાળો પક્ષી (પોપટ) એક અંજીરના વૃક્ષ ઉપર એકલોજ વસતો હતો.

વર્ષોનાં વર્ષો પર્યન્ત તે વૃક્ષનાં ફળનો આહાર કરીને સંતોષ પામતો હતો અને પોતાનો જીવનનિર્વાહ કરતો હતો.

કાલક્રમે તે વૃક્ષનાં પૂર્વનું રૂપ અને કસ જતાં રહ્યાં; આખરે તે કસ વિનાનું સુકું વૃક્ષ થઈ ગયું અને તે પર એક પણ ફળ ઉતરવું બંધ થયું; અને તે સુકું થડ થઈ રહ્યું. તેમાં ઘણાં છિદ્રો પડી ગયાં, અને એ છિદ્રોમાંથી ધૂળ નીકળવા લાગી.

તોપણ તે રાતી ચાંચવાળો પક્ષી (પોપટ) પોતાના જુના સોબતી સાથેજ—પોતાના જુના ઘરમાંજ—રહ્યો. તે વૃક્ષની સુકી છાલ અને ગલ ખાતો અને ગંગાનું જળ પીને તૃષા છીપાવતો; અને જીર્ણ થએલા થડપર બેસીને સૂર્યના તડકામાં પોતાનાં પીછાં પહોળાં કરતો ત્યારે જાણે કે તે હિન્દુસ્તાનના એક સૌથી અધિક સુંદર અંજીરના વૃક્ષપર બેઠો હોય તેવો તે આનંદ માનતો દેખાતો!

સક્ર દેવને જુના પ્રિય વૃક્ષ પ્રત્યેના એ પોપટના અતીવ સ્નેહની ખબર થઈ, અને તે એક જંગલી હંસનું રૂપ લઈને ત્યાં આવ્યા અને પોપટને નીચે પ્રમાણે કહ્યું:—

"જ્યાં ફળ પુષ્કળ થાય છે ત્યાં પક્ષીઓ ટોળાબંધ એકઠાં થાય છે; અને જ્યારે વૃક્ષ સુકાઈ જાય છે ત્યારે પક્ષીઓ ત્યાંથી—ઊડી જાય છે—જતાં રહે છે. ત્યારે, શા કારણથી, ઓ રાતી ચાંચવાળા પક્ષિ, તું આ નિર્માલ્ય થડ પર પડી રહ્યો છે?"

"પોપટે જવાબ આપ્યો:-કારણકે, આ હંસરાજ, એ અંજીરવૃક્ષ અને હું બાલ્યાવસ્થાથી મિત્રો છીએ; અને જ્યાંસુધી પોતાનું સર્વસ્વ (પ્રેમ દર્શાવવાનું સર્વસ્વ) તે ગુમ કરી બેઠો ત્યાં સુધી જે મિત્રે મારા પ્રત્યે સ્નેહ ધરાવ્યો તેને મારૂં અંતઃકરણ સ્નેહપૂર્વક અદ્યાપિ વળગી રહ્યું છે."

---

(૫૬)

ઈ. સ. ૧૮૬૫ ના દુકાળના સમયમાં ઉમદા ધર્મોપદેશક વિદ્યાસાગરને બજારમાં એક ગરીબ સૂકલકડી છોકરો મળ્યો. તે છોકરાએ તેમની કને એક પૈસો માંગ્યો. તેના શીક્કા ચ્હેરા ઉપર એક પ્રકારની જ્યોતિ-પ્રભા-પ્રદીપ્ત થઈ રહી હતી.

વિદ્યાસાગરે તે છોકરાને પૂછ્યું કે:—"હું તને ચાર પૈસા આપું તો-?"

છોકરાએ જવાબ આપ્યો:—"સાહેબ, મશ્કરી કરશો નહિ."

વિદ્યાસાગરે કહ્યું:—"હું મશ્કરી કરતો નથી. પણ હું પૂછું છું કે તું ચાર પૈસાનું શું લેઈશ?"

છોકરાએ જવાબ આપ્યો:—"બે પૈસાનું કાંઇક ખાવાનું લઈશ, અને બે પૈસા મારી માને આપીશ."

વિદ્યાસાગરે પૂછ્યું:—"અને ધાર કે હું તને બે આના આપું તો-?"

તે છોકરાએ જવા માંડયું, પણ વિદ્યાસાગરે તેને હાથ પકડી ઊભો રાખ્યો; અને પૂછ્યું કે:-"અલ્યા, જવાબ તો દે."

તે છોકરાની આંખમાંથી અશ્રુધારા વહેવા લાગી.

તે છોકરાએ જવાબ દીધો:—"ચાર પૈસાના હું ચોખા ખરીદ કરીશ અને બાકીના પૈસા મારી માને દઈશ.

વિદ્યાસાગરે પૂછ્યું:—"અને ચાર આના આપું તો-?"

છોકરાએ જવાબ દીધો:—"હું બે આનાનું બે દિવસ સુધી ચાલે તેટલું અનાજ લઈશ, અને બે આનાની કેરીઓ લઈને તે ચાર આને વેચીશ, અને એ પ્રમાણે વેપાર કરીશ, અને એ રીતે મારો અને મારી માનો નિર્વાહ ચલાવીશ."

વિદ્યાસાગરે તેને એક રૂપીઓ આપ્યો અને તે છોકરો હરખાતો હરખાતો દોડી ગયો.

બે વર્ષ પછી વિદ્યાસાગર ફરી બરદ્વાન ગયા.

એક મજબૂત બાંધાનો બળવાન યુવક એક દુકાનની બહાર આવ્યો, અને તેણે વિદ્યાસાગરને સલામ કરી.

તેણે વિદ્યાસાગરને કહ્યું:—" મહેરબાન સાહેબ, આપ મારી દુકાનમાં પધારવાની કૃપા કરશો ? "

વિદ્યાસાગરે કહ્યું:—" હું તમને ઓળખતો નથીને ?

તે છોકરાએ જવાબ આપ્યો અને તેમ કરતાં તેની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં. તેણે કહ્યું:—" આપે બે વર્ષ ઉપર મને પૈસાની મદદ કરી હતી, અને આજે હું નાનો વેપારી થયો છું અને થોડો ઘણો વેપાર કરીને બે પૈસા રળી ખાઉં છું. "

વિદ્યાસાગરે તે યુવકને આશીર્વાદ આપ્યો અને થોડી વાર તેની દુકાનમાં બેઠા.

## ( ૫૭ )

મહાત્મા **મનુના** ધર્મશાસ્ત્રમાં લખ્યું છે કેઃ—

"સુખની ઇચ્છાવાળા મનુષ્યે પૂર્ણ સંતોષી મનોવૃત્તિ પ્રાપ્ત કરવા અને આત્મનિગ્રહ ધારણ કરવા સદા પ્રયાસ કરવો; કારણકે સંતોષ સુખનું મૂળ છે; અસંતુષ્ટ મનોવૃત્તિથી દુઃખજ નીપજે છે."

પ્રાચીન સમયમાં **જમદગ્નિ** નામે એક મહર્ષિ હતા. તેમની સ્ત્રીના પેટે મહાન્ **પરશુરામ** નામે પુત્ર જન્મ્યા હતા. **જમદગ્નિની** સાળી મહા પ્રતાપી અને સમૃદ્ધિવાળા **સહસ્રાર્જુન** નામે રાજા સાથે પરણી હતી; અને **જમદગ્નિ** વિદ્વાન્ હતા તોપણ નિર્ધન હતા.

હવે **જમદગ્નિની** સ્ત્રી પોતાની બેન જે **સહસ્રાર્જુન** રાજાની રાણી થાય તેની ઈર્ષ્યા કરતી, અને વારંવાર પોતાના પતિ સમક્ષ ફરિયાદ કરતી કેઃ–"દશ માણસને જમવા નિમન્ત્રણ કરવા જેટલું પણ આપણી પાસે અન્ન નથી, અને **સહસ્રાર્જુન** અને તેની સ્ત્રી હજારો માણસને જમાડે તોપણ ખૂટે નહિ તેટલું બધું અન્ન તેમની પાસે છે."

આ સાંભળીને **જમદગ્નિએ** પોતાની પત્ની પ્રસન્ન થાય એવા હેતુથી **સહસ્રાર્જુન** રાજાને તેની રાણી અને સઘળા રાજસેવકોની સાથે પોતાને ઘેર જમવા આવવાનું નિમન્ત્રણ કીધું. **જમદગ્નિ** પાસે એક અદ્‌ભુત ગાય હતી જે કદાપિ ઉતકી જતી નહિ તે વડે અને એક વિચિત્ર અક્ષયપાત્ર હતું તે વડે સઘળા પરોણાઓની તેમણે સારી બરદાસ કીધી.

પછી, તે ગાય અને અક્ષયપાત્ર છીનવી લેવાની **સહસ્રાર્જુન** રાજાની ઇચ્છા થઈ, તેથી તેણે **જમદગ્નિ** ઋષિને મારી નાખ્યા, અને તે લઈ ગયો.

પછી, **જમદગ્નિની** સ્ત્રી આ સઘળું અનિષ્ટ પરિણામ પોતાનાજ અસંતોષને લીધે નીપજ્યું હતું એવું વિચારીને કુવામાં પડીને મરી ગઈ.

---

## ( ૫૮ )

**અમ્ર ખુરાસાનનો** પાદશાહ હતો અને ભારે દબદબાથી રહેતો હતો. જ્યારે તે પરદેશપર સ્વારી કરવા જતો ત્યારે ત્રણસો ઊંટ ઉપર લાદીને લઈ જવાય એટલી બધી તપેલીઓ, કઢાઈઓ અને રકાબીઓ તે પોતાની રસોઈ માટે સાથે રાખતો.

એક વખતે એવું બન્યું કે ખલીફા ઈસ્માઈલે તેને હરાવીને કેદ પકડયો. આપત્તિકાલમાં પણ મનુષ્યને ભૂખ છોડતી નથી, તે મુજબ અમ્રે પોતાના મુખ્ય રસોઈ કરનારને પાસે ઉભેલો જોઈને તેને ખાવાનું તૈયાર કરવાનું કહ્યું.

રસોઈ કરનાર કને થોડું માંસ હતું તે તેણે દેગડીમાં મૂકીને ચૂલા ઉપર બાફવા મૂક્યું, અને તેને સ્વાદિષ્ટ કરવા સારૂં ડુંગળીના કચુમરની મેળવણી કરવા માટે ડુંગળી લઈ આવવા તે ગયો.

પાસે થઈને એક કુતરો ગયો. તેને માંસની ગંધ આવવાથી તેણે દેગડીમાં મોં નાંખ્યું, અને અગ્નિની ઝાળ આવવાથી તરત મોં પાછું ખેંચી લીધું. પણ તે દેગડીનું મોં એટલું બધું તો સાંકડું હતું કે તેનું માથું તેમાં ભરાઈ પડયું, અને તેથી ટોપીની માફક દેગડીને પોતાના માથાપર ચઢાવીને તે કુતરો દોડી ગયો.

અમ્ર આ તમાશો જોઈને ખૂબ હસી પડયો.

ચોકીદારે અમ્રને પ્રશ્ન કીધો કે “ આ વખતે તમને દિલગીર થાવું જોઈએ તેને બદલે તમે હસ્યા કેમ ? ”

તે કુતરો છાવણી તરફ દોડયો જતો હતો તેની તરફ આંગળી કરીને અમ્રે જવાબ આપ્યો કેઃ—“ હું હસ્યો તે એ વિચારથી કે આજેજ સવારે મારૂં ખાણું તૈયાર કરવા માટે વાસણો લાવવા ત્રણસો ઊંટની જરૂર પડી હતી તે બધું લેઈ જવા માટે માત્ર એકજ કુતરો અત્યારે બસ થયો છે ! ”

---

## ( ૫૯ )

રાજર્ષિ ભર્તૃહરિએ કહ્યું છે કેઃ—

“ ઓ રાજન્, અમે વલ્કલથી અને તું લક્ષ્મીથી સંતોષ પામીએ છીએ તેમાં આપણા ઉભય વચ્ચે કંઈજ તફાવત નથી, અર્થાત્ આપણો ઉભયનો માનસિક સંતોષ તો સરખોજ છે; કારણકે જેની ઇચ્છાઓનો અંત નથી તે ખરેખર નિર્ધનજ છે; પણ મન પરિતુષ્ટ થયું હોય તો પછી કોઈ તવંગર નથી ને કોઈ દરિદ્રી નથી. ”

# (૧૩)

## નિયમ અને વ્યવસ્થા.

[ **વાંચો:—વ**ર્નાક્યુલર વાચનમાળા પુ. ૪ થું. પા. ૩૧;
અને પુ. ૫ મું. પા. ૧૪. ]

( ૬૦ )

આપણને વખત બતાવનારૂં ઘડીઆળ નિયમનો સૌથી સારો દાખલો છે. જો તે ઘડીઆળ નિયમસર પોતાનું કાર્ય નહિ બજાવતું હોય તો તે જરા પણ ઉપયોગનું નહિ કહેવાય. તેવું ઘડીઆળ ઘરનાં કામને અને કામની જગાને અવ્યવસ્થિત બનાવી દે છે. તેને બરાબર કરી દેવું જોઈએ, નહિ તો એક હારૂડીઓ માણસ અગર હેરાની કે કનડગત કરનાર માણસ જે પોતાના પાડોશીના કામને ખલેલ પહોંચાડે છે તેની માફક તે ઘડીઆળનો પણ આપણે પરિત્યાગ કરવો જોઈએ. અને એજ પ્રમાણે શીવવાના સંચાઓનો, એન્જિનોનો, વહાણોનો, હવામાં ઊડતા 'મશિનો' ('એરોપ્લેનો')નો, તારના સંચાઓનો અને એવા બીજા સઘળી જાતના સંચાઓનો, જો તે બરાબર રીતે પોતાનું કામ ન કરતા હોય તો, આપણે પરિત્યાગ કરવો જોઈએ. જેવી રીતે કોઈ ખેતર પોતાની અંદરથી અનાજનો સારો પાક ઉત્પન્ન કરતું હોય, જેવી રીતે કોઈ નદી જમીનને પાણી પુરૂં પાડતી હોય, જેવી રીતે કોઈ બગીચો ઘરની આસપાસની જગાને શોભાવતો હોય, અને જેવી રીતે કોઈ પક્ષી પોતાનો માળો બાંધતું હોય, તે જોઈને આપણને જેવો હર્ષ થાય છે તેવોજ હર્ષ દરેક સંચો–તેનું દરેક પૈડું, દરેક 'લીવર' અને દરેક પટો–તેનું દરેક અંગ–પોતાનું કાર્ય બરાબર રીતે બજાવે છે તે જોઈને આપણને થાય

નિયમસર કામ કરવાની ટેવ પાડતાં પ્રથમ તો આપણને થોડુંક દુઃખ અને શ્રમ સહન કરવાં પડશે. અંકગણિતના, જોડણીના, વ્યાકરણના કે સંગીતના નિયમો તમે સહેલાઈથી શીખી શકતા નથી. હોડી હંકારતાં, તરતાં કે કવાયત કરવાનું કામ તમારે શીખવું હોય તો થોડોક પણ શ્રમ તમારે લેવો પડશે; અને બધી જાતની વિદ્યા ભણવામાં અને ફરજો બજાવવાનું શીખવામાં પણ એજ પ્રમાણે વધતો ઓછો શ્રમ લેવો પડે છે.

પણ થોડા સમય પછી નિયમસર કામ કરવાની આપણને ટેવજ પડી જાય છે. કોઈ પણ તરેહનું કષ્ટ અનુભવ્યા વિનાજ આપણે કોઈ પણ કામ નિયમસર કરી શકીએ છીએ. ઉલટું આપણને નિયમવિરુદ્ધ કામ કરતાં મનને દુઃખ થાય છે. જ્યારે તમે તમારી માની દેખરેખ નીચે પહેલવહેલા ચાલતાં શીખ્યા ત્યારે તમે ઘણી ઠોકરો ખાધી હતી; તમે પડતા હતા; અથડાતા કુટાતા હતા; તમે રડતા હતા. પણ અત્યારે તમે સીધી રીતે ચાલી શકો છો, અને આવી સારી રીતે ચાલી દેખાડવામાં તમને આનંદ પણ આવે છે; કારણકે ચાલ્યાથી અને દોડયાથી આપણા શરીરની

નસોને અને અવયવોને સારી કસરત મળે છે. આ પ્રમાણે નિયમસર કામ કરવાની આપણને ટેવજ પડી જાય છે.

ધારો કે પિત્તળ ઉપર કોઈ માણસનું કે પક્ષીનું ચિત્ર કાઢવાનું તમને મન થયું છે. અંગ્રેજ કારીગર પહેલું તે પિત્તળના પતરા ઉપર ચિત્રનું ડ્રોઇંગ કાઢશે અને પછી કોઈ ઓજાર વડે તેપર કોતરી કાઢશે. પણ હું ધારું છું કે **કાશી**ના પિત્તળપર કામ કરનારા કારીગરો એવા તો હોશીઆર છે કે તેઓને પિત્તળપર પહેલું ડ્રોઇંગ ( ચિત્ર ) દોરવાની જરૂર પડતી નથી. તે ચિત્રોની આકૃતિ વિષેના વિચારો—કલ્પનાઓ—રચનાઓ—વગેરે તેમની સ્મરણશક્તિમાં એવા સચોટ રીતે ચોટેલા હોય છે કે ડ્રોઇંગ કે ચિત્રની આકૃતિ દોર્યા વિનાજ તે કારીગરો પિત્તળ ઉપર ઓજારવડે તે ચિત્ર કોતરી કાઢે છે. તેઓ તે પિત્તળના પતરાને અગર પ્યાલાને પોતાના બે પગની વચ્ચે તેને સ્થિર રાખવા માટે પકડી રાખે છે; અને ડાબા હાથમાં કોતરવાનું ઓજાર પકડીને અને જમણા હાથમાં હથોડી ઝાલીને તેઓ ' ટપ ' ' ટપ ' ' ટપ ' કરતા કોતરે છે—કોતરવા મંડી પડે છે; અને એ રીતે તાંબા કે પિત્તળ પર **રામ**નું, **સીતા**નું, **કૃષ્ણ**નું અને **હિન્દુસ્તાન**ના એવા બીજા ઉત્તમ દેવોનાં અને ઐતિહાસિક વાર્તાઓમાં વર્ણવેલા નરવીરોનાં ચિત્રો કોતરી કાઢે છે !

નિયમસર કામ કરવાની વૃત્તિ અને કળા એવા કારીગરોના હાથમાંજ રહેલી છે. અને તમે પણ કારીગર હશો—ક્યાં તો પિત્તળ ઉપર, કે લાકડા ઉપર; અગર ચામડા ઉપર કામ કરતા હશો કે ક્યાંતો જમીન ખેડવાનું, કે ઘરસંસાર ચલાવવાનું કે દુકાન અથવા ઑફિસ ગોઠવવાનું અને ચલાવવાનું કામ કરતા હશો કે ક્યાં તો તમારા હાથનીચે કામ કે નોકરી કરનારા ઉપર દેખરેખ રાખવાનું કામ તમે કરતા હશો—આ બધી રીતે પણ તમે કારીગર તો હશોજ; અને તે કામ કરતી વખતે જો તમે નિયમસર અને ઉપયોગમાં આવે એવી રીતે તે કામ કરતા હશો તો તેમ કરવામાં તમને આનંદ અવશ્ય થવાનોજ.

**બાઇબલ**ના આરંભનાજ પ્રકરણમાં નિયમ વિષે એક વાર્તા છે. સૃષ્ટિના આરંભમાં સર્વત્ર ' અનવસ્થા ' કે દુર્વ્યવસ્થા અને અંધકાર હતાં. અને જેવી રીતે કોઈ માણસ અંધારા અને ગંદા ઓરડામાં જઈને દીવાના કે મશાલના પ્રકાશથી સર્વત્ર અંધકાર દૂર કરીને અજવાળું દાખલ કરે, તેમ પરમેશ્વરનું પહેલું કાર્ય અવ્યવસ્થા કે અંધકારની ઉપર પ્રકાશ નાખવાનું હતું. "સર્વત્ર પ્રકાશ વ્યાપી રહો" ( "સર્વ વસ્તુ ઈશ્વરી પ્રકાશમય થઇ રહો" ).

ત્યાર પછી બાઇબલમાં એવી વાત આવે છે કે ક્રમાનુસાર–નિયમિત રીતે–દિનપ્રતિદિન–સવારે અને સાંજે સૃષ્ટિ ઉત્પન્ન થઈ, અને સૌથી છેવટે મનુષ્ય–પુરુષ અને સ્ત્રી–ઉત્પન્ન થયાં.

નિયમ ઘડી કાઢવો અને નિયમ શોધી કાઢવો–એ કાર્યોમાંજ મનુષ્યની કીર્તિનું બીજ સમાયલું છે.

ખગોળવેત્તા આકાશપ્રતિ દૃષ્ટિ કરે છે, અને તે તારાઓનો નકશો દોરે છે, અને તેમનાં નામ પાડે છે. અને (બુધ, શુક્ર, મંગળ, બૃહસ્પતિ વગેરે) જે ગ્રહો સૂર્યની આસપાસ ફરે છે, તેમની ગતિઓનું તે વિચારપૂર્વક અવલોકન અને અધ્યયન કરે છે, અને અમાસનો ચન્દ્ર સૂર્યની અને પૃથ્વીની વચ્ચે આવીને જેને આપણે સૂર્યગ્રહણ કહીએ છીએ એવો પડછાયો ક્યારે કરશે તેની ગણતરી કરે છે અને પછી ચોકસ દિવસ અને સમય પણ અગાઉથી જણાવે છે. આ સઘળું નિયમ સૂચવતું જ્ઞાન ખગોળશાસ્ત્ર કહેવાય છે.

વળી, અંકગણિતમાં પણ નિયમ કે ક્રમ રહેલો છે. એક નાનું બાળક પણ બરાબર ક્રમ કે નિયમ પ્રમાણે આંકડા બોલી જવામાં આનંદ માને છે. તે એની મેળેજ સમજે છે કે એક, પાંચ, ત્રણ, દશ, બે, એ રીતે હાથની આંગળીઓ કે આંગળાં કે દડા કે લખોટા ગણવાનો કંઈજ અર્થ નથી. તેને ક્રમ કે નિયમ બહુજ સારો લાગે છે અને તેથીજ તે એક, બે, ત્રણ, ચાર, પાંચ એમ ગણી કાઢે છે. અને નાનાં બાળકની નિશાળોમાં ગણાતા હિસાબોમાં, અગર ઑફિસના કે દુકાનના કામમાં, આવકજાવકના હિસાબી ચોપડાઓમાં પણ ગણિતનું બધુંજ કામ એવીજ નિયમસર પદ્ધતિથી કે ક્રમ પ્રમાણે કરવાનું છે.

નિશાળોમાં, એક વિદ્યાર્થી પોતાનાં પુસ્તકો, કાગળો, નકશાઓ વગેરે સ્વચ્છ અને ઠીકઠાક રાખે છે; બીજો વિદ્યાર્થી તેની તેજ ચીજો ધૂળથી મેલી થવા દે છે અગર ફાટેલી ચીંથરા જેવી રાખે છે અને અયોગ્ય સ્થળે અસ્થાને મૂકે છે.

'રેલ્વે' કે આગગાડી નિયમ ન હોય તો કેવી રીતે ચાલી શકે? 'પૉર્ટરો' કે મજુરો, 'ગાર્ડો,' 'ડ્રાઈવરો' કે એન્જીન હાંકનારાઓ, 'સ્ટેશન–માસ્તરો,' કારકુનો અને બીજા બધા નોકરો–બધાએ પોતપોતાની જગાપર અને તે પણ બરાબર નીમેલા વખતસરજ હાજર રહેવું પડે છે. સ્ટેશનની

ભીંત ઉપર 'ટાઇમ-ટેબલ' કે 'સમયપત્રકો' ચોઢેલાં તમે જોશો, અને 'ટાઇમ-ટેબલ' એક ઘણુંજ સુંદર ચાટલું-આયનો-છે, જેમાં તમે મોટી આગગાડીના કામની આબેહૂબ તસવીર પડેલી જુઓ છો. તે વાંચ્યાથી તમે સમજશો કે એક ગાડી સવારના દશ વાગે, બીજી બપોરના, અને ત્રીજી સાંજે ૬ ક. ૪૫ મિ. ( પોણા સાત વાગે ) ઊપડે છે, અને એક ગાડી સવારના ૯ ક. ૧૫ મિ. ( પોણા દશ વાગે ), બીજી બપોરના ૧ ક. ૫૫ મી. ( બેમાં પાંચ મિનિટ બાકી રહે છે ત્યારે ) અને ત્રીજી મધ્ય રાત્રિએ-એ રીતે આવે છે.

નિયમ ન પાળે તો લશ્કરની શી વલે થાય? ધારો કે સિપાઇઓએ એકવાર પોતાના ઉપરી અધિકારીનો હુકમ પાળ્યો અને બીજીવાર ન પાળ્યો. ધારો કે કેટલાક સિપાઈઓએ હુકમ પાળ્યો અને બીજા કેટલાકે ન પાળ્યો. ધારો કે લશ્કરના કેટલાક સિપાઈઓએ એક સરખો પોશાક ( 'યુનિફૉર્મ' ) પહેર્યો, અને બીજા થોડાએ ન પહેર્યો. ધારો કે થોડાક સિપાઈઓ રણશિંગું કે 'બ્યુગલ' ફુંકાયું સાંભળીને ઊઠયા અને કેટલાક ન ઊઠયા. ધારો કે ઉપરી સેનાપતિએ એક હુકમ કાઢયો, અને તેના હાથ નીચેના કૅપ્ટનોએ બીજાજ હુકમ કાઢયા. તમે ધારો છો કે આવી જાતના લશ્કરનાં કોઈ પણ વખાણ કરશે? આવું લશ્કર કોઇપણ દિવસ સારૂં કામ કરી શકશે ખરૂં? હુલ્લડ, બંડ કે ફિતુર અને તોફાન સમાવી કે બેસાડી દેવાને શું આવું લશ્કર કદાપિ ફત્તેહમંદ થશે ખરૂં? સિપાઈઓ પણ શું પોતાનું અને અરસ્પરસનું માન જાળવી શકશે ખરા? આવા ઢંગ વિનાના-નિયમ વિનાના-લશ્કરમાં નોકરી કરવામાં શું તેમને અભિમાન આવશે ખરૂં? તેઓ વિખરાઈ જઈને લશ્કર છોડી ચાલ્યા નહિ જાય?

દેશપર રાજ્ય કે અમલ ચલાવવો એ નિયમ કે વ્યવસ્થા જાળવી રાખવી એજ છે. શહેનશાહ કે રાજા કે પ્રમુખ એ સૌથી ઊંચા સ્થાન પર છે, અને રાજકર્ત્તાનો સૌથી નીચેનો હોદ્દો પોલીસ પટેલનો છે. એ નાના ગામડાના લોકોની વર્તણુક ઉપર દેખરેખ રાખે છે; પણ દરેકને નિયમસર પોતાનું કામ કરવાની જરૂર છે, અને મજબૂત અને કાયદા પ્રમાણે ચાલતું રાજ્ય સ્થાપવાના ઉમદા કાર્યમાં દરેક જણ અન્યોન્યને મદદ કરી શકે છે.

( ६१ )

દુનિયાના દરેક દેશના ઇતિહાસમાં સૌથી સારી રીતે ફરજ બજાવ્યા૰
દૃષ્ટાંતો મળી આવે છે. પણ એમાં પણ કેટલાંક બહુ પ્રસિદ્ધ છે અ
તે જેમ આપણું એકનું એકજ પ્રિય થઈ પડેલું ગાયન વારંવાર ગાઈ
આપણે રાજી થઈએ છીએ તેમ તે પ્રસિદ્ધ થયલાં દૃષ્ટાંતોનું વારંવાર કથ
કર્યાથી પણ આપણને એક પ્રકારનો અવર્ણનીય આનંદજ થાય છે. બર્કે૰
હેડ નામની આગબોટ ઉપરના બ્રિટિશ સિપાઈઓ વિષેની વાત પ
આવીજ છે.

આ આગબોટ ઇંગ્લંડથી નીકળી પડી, અને આફ્રિકાના પશ્ચિમ કિના
હંકારતી ચાલી જતી હતી. તેની અંદર બૈરાંછોકરાં મળીને કુલ ૬૩
માણસો હતાં. ખારવાઓ અને સિપાઈઓની સંખ્યા આશરે ૪૬૫ હત
અને એ સિપાઈઓમાંના ઘણાખરા તો બ્રિટિશ સૈન્યમાં સૌથી હમણાના
ઘણા નવા–દાખલ થયલા સિપાઈઓજ હતા.

એક રાત્રે આકાશમાં અંધકાર વ્યાપી રહ્યો હતો. તે આગબોટ ઘે
અંધકારમાં ચાલી જતી હતી; ટંડેલ ઊંચા પૂલ ઉપર ઉભો, (આગબોટ
સુકાન બરાબર ફેરવવાની દેખરેખ રાખવા) એક માણસ પૈડા આગ
ઊભો હતો, અને બધા ચોકીદારો પોતપોતાની જગાપર ઊભા રહેલા હત
આગબોટ માંહેના ઘણાખરા ઉતારૂઓ નિદ્રાવશ હતા, અને તેમના હૃદય
તેમને ટંડેલ ઉપર અને ચોકીદારોની ઉપર પૂર્ણ વિશ્વાસ હતો.

પાછલી રાતના બે વાગે એક અવાજ સંભળાયો, જેથી સઘળા જાગ
ઊઠયા. બર્કનહેડ આગબોટ એક ખડક સામે અફળાઈ હતી. તેની બાજુપ
એક કાણું–ગાબડું–પડયું હતું, અને એ કાણામાં થઈને પાણી આગ
બોટની અંદર પેસવા માંડયું હતું. સમુદ્રમાંથી પાણી એવી તો ઝડપે
અંદર દાખલ થવા માંડયું કે નીચલા માળના ઓરડાઓમાં સૂતેલાં થોડાં
માણસો તો તે પાણીમાં ડૂબી પણ ગયાં.

"બધા માણસોએ તુતક ઉપર હાજર થઈ જવું"—એવો ટંડે
હૂકમ કાઢયો.

બૈરાં અને છોકરાં ઉપલા તુતક ઉપર ઉતાવળાં જઈ પહોંચ્ય
ખારવાઓએ અને સિપાઈઓએ ઉતાવળા ઉતાવળા નિસરણીઓ ઊભી કર
દીધી, પણ એક પણ માણસે બીજા ઉતારૂને હડસેલો મારીને પાછો મૂ
દીધો નહિ; કોઈએ પણ પોતાની એકલાનીજ સહીસલામતી તરફ કાળ

રાખી નહિ. દરેકને જીવવાની અને પોતાનો દેશ પુનરપિ જોવાની ઇચ્છા થઈ તો ખરી, પણ પોતાની જિંદગી બચાવવા ખાતર કાયર કે બાયલા માણસનું કામ કોઈએ પણ કર્યું નહિ. તેથી બધું કામ હુકમ મુજબ અને નિયમિત રીતે અને વ્યવસ્થા મુજબજ થયું હતું, અને ઘણા થોડા સમયમાં બધા લોકો એકઠા થઈ ગયા.

તુતકના નીચલા ભાગમાં ભરાઈ ગયલા પાણીને પાછું ઉલેચી નાખવા માટે 'પંપ'* ઉપર સાઠ માણસોને કામે લાગી જવાનો હુકમ કરવામાં આવ્યો. અને બીજાં સાઠ માણસોને બૈરાંછોકરાંને કિનારે લઈ જવા માટે નાની હોડીઓને પાણીમાં નાખીને તૈયાર ઊભી રાખવાનું કામ કરવાનો હુકમ કરવામાં આવ્યો.

આકાશ કાળું કાજળ જેવું હતું, અને મૃત્યુનો ઓળો પણ કાળો કાજળ જેવો હતો. પણ એક પણ માણસે કાયર માણસની પેઠે ત્રાસની ચીસ પાડી નહિ, અને જે કામ કરવાનો હુકમ તેમને કરવામાં આવેલ હતો તેજ કામ દરેક જણે કર્યા કર્યું.

ત્રણ હોડીઓને (આગબોટ ઉપરથી) દરિઆમાં નીચે નાખવામાં આવી, તેમાં બૈરાંઓ, છોકરીઓ અને છોકરાઓ એકદમ બેસી ગયાં.

કોઈક મોટેથી બોલ્યુંઃ—

"જેમને તરતાં આવડતું હોય તેમણે દરિઆમાં કૂદી પડવું અને આ હોડીઓની બાજુપર વળગી પડવું."

ટંડેલ (જેનું નામ રાઈટ હતું) તેણે આ સલાહ સાંભળી.

તે મોટેથી બોલી ઊઠયોઃ—"ના, એમ કરતા ના. તમે જ્યાં છો ત્યાંજ રહો; કારણકે તમે જો હોડીઓની બાજુને વળગશો તો તમારા ભારથી તમે તે હોડીઓને ઊંધી કરશો અને બૈરાં અને છોકરાં પણ ડૂબી જશે."

માત્ર ત્રણ માણસો આગબોટ ઉપરથી કૂદી પડયા. બાકીના આગબોટપરજ રહ્યા.

દરેક ક્ષણે હોડીઓ એ આગબોટથી દૂર દૂર હંકાર્યા જતી હતી.

બૈરાં અને છોકરાંઓ કરતા માણસ—મરદ—વધારે જબરા હોય છે. અને મરદમાં પણ ખારવાઓ અને સિપાઈઓ તો બહુજ (સૌથી અધિક) બળવાન્ હોય છે. આ બળવાન્ મરદોમાંના કેટલાકે જો તેમની ઇચ્છા થઈ

* 'પંપ'=(Pump) એટલે પાણી બહાર ઉલેચી નાખવાનો સંચો.

હોત તો કેટલી સહેલાઇથી નાનાં છોકરાંઓને અને બૈરાંને કોરે હડસેલી મૂકીને પોતાની જિંદગી બચાવી હોત! પણ કર્તવ્યવૃત્તિએ તેમને એમ કરતાં વાર્યા. બળવાન્ માણસોએ જિંદગી બચાવવાની તકનો લાભ નિર્બળ માણસોને લેવા દીધો.

બર્કનહેડ આગબોટ ત્વરાથી ડૂબતી જતી હતી, પણ સેંકડો ખારવા અને સિપાઈઓમાંથી એક જણે પણ ભયની ચીસ પાડી નહોતી. તેઓ મૃત્યુના પ્રદેશમાં ડૂબતા હતા, પણ તેઓ બહાદુર પુરુષ (નરવીર) પેઠે ડૂબ્યા!

પચીસ મિનિટમાં તે મોટી આગબોટ આટ્‌લાંટિક મહાસાગરમાં ડૂબી ગઇ. ૬૩૮ માણસોમાંથી માત્ર ૧૯૩ માણસો કિનારે જીવતા પહોંચ્યા!

પણ તે ખારવાઓની ઉપર અને સિપાઇઓની ઉપર મહાસાગરનાં મોજાં ફરી વળ્યાં તે વખતે દરેક શૂરવીર પુરુષે મૃત્યુની ક્ષણે એટલું તો અવશ્ય વિચાર્યુંજ હશે કે—"એક પણ સ્ત્રીને અને એક પણ છોકરાને મૃત્યુ પામવા દીધું નથી!"

અને જે માણસો બાહોશીથી ચોકી કરે છે અને પોતાના ઉપરીનો હુકમ દૃઢતાથી પાળે છે તેવા માણસોની પેઠે મક્કમપણે અને ફરિયાદ કર્યા વિના ઇંગ્લંડના અને સ્કૉટ્‌લંડના આ પુત્રરત્નોએ પોતાની બહાદુર જિંદગીનો ભોગ આપ્યો!

# ૧૪

## ઉત્સાહ અને ખંત.

[ વાંચોઃ—વર્નાક્યુલર વાચનમાળા પુ. ૨જું પા. ૧૦; અને પુ. ૩જું, પા. ૩૧. ]

( ૬૨ )

કોઈ એક મનુષ્યે કુવો ખોદવા માંડ્યો; પણ વીસ હાથ ઊંડું ખોદ્યા છતાં કુવામાં પાણીનું ઝરણ આવવું જોઈએ તે તેને હાથ ન આવ્યું. તેથી તેણે તે સ્થળે કામ કરવું પડતું મૂક્યું. અને બીજે સ્થળે કામ કરવા માંડ્યું. ત્યાં અગાઉ કરતાં જરા વધારે ઊંડું તેણે ખોદ્યું. પણ ત્યાં પણ તેને પાણીનો પત્તો લાગ્યો નહિ. તેથી ફરીથી તેણે બીજી જગા પસંદ કરી અને અગાઉ કરતાં પણ વધારે ઊંડું ખોદ્યું; પણ આ વખતે પણ તેનો શ્રમ નિષ્ફળ ગયો! આખરે અત્યંત નિરાશ થઈ જઈને તેણે તે પ્રયાસ મૂકી દીધો. આ ત્રણે સ્થળે કુવા ખોદ્યાની ઊંડાઈનો કુલ સરવાળો સો હાથથી થોડોકજ બાકી રહ્યો હતો. એક સ્થળેથી અન્ય સ્થળે ન જતાં પ્રથમનોજ કુવો ખોદવામાં સમગ્ર મહેનતની અડધી મહેનત લેવાનું ધૈર્ય તેણે જો રાખ્યું હોત તો પાણીનાં ઝરણ હાથ લાગત—અર્થાત્ તેનો શ્રમ જરૂર ફળીભૂત થયો હોત!

જે મનુષ્યની શ્રદ્ધા ડગુમગુ રહ્યાં કરે છે, તેમની આવીજ ( કફંગી ) સ્થિતિ થાય છે. માત્ર એકજ વસ્તુ ઉપર આકીન રાખીને જે માણસ બેસી રહે અને ફળ મળશે કે નહિ તે વિષે મનમાં જરાકે સંશય નહિ લાવે તો તેના પ્રયાસ બહુ અંશે સફળ થયા વિના નહિજ રહે.

( ૬૩ )

એક કઠીઆરો હતો. તે પાસેના જંગલમાંથી લાકડાં વાઢીને કાઠીનો ભારો દરરોજ વેચતો અને જે થોડાઘણા પૈસા તે રળતો તે વડે તે પોતાના દુ:ખી જીવનનો નિર્વાહ ચલાવતો હતો. એક વખતે એક સંન્યાસી જે તે જંગલમાં થઈને જતો હતો, તેણે એને કામ કરતાં જોયો, અને એને નીચે પ્રમાણે કહ્યું:—

"તું જંગલના છેક અંદરના ભાગમાં કામ કરીશ તો તને લાભ થશે." તે કઠીઆરાએ સંન્યાસીની સલાહ માની, અને અંદર જતાં સુખડના એક વૃક્ષ આગળ તે આવી પહોંચ્યો; અને તે વૃક્ષ જોઈને તે બહુ રાજી થયો, અને પોતાનાથી ઊચકાય તેટલાં સુખડનાં ઢીમચાંનો ભારો માથે ચઢાવીને તે બજારમાં ગયો, અને તે વેચીને તેણે પુષ્કળ નફો મેળવ્યો. પછી તેણે મનમાં વિચાર કીધો કે: "સંન્યાસી બાવાએ મને એ સુખડનાં વૃક્ષ વિષે જરા પણ ઇશારો નહિ કીધો અને જંગલના અંદરના ભાગમાં માત્ર જવાનુંજ મને તેમણે સૂચવ્યું તેનું શું કારણ?" બીજે દિવસે તે સુખડનાં વૃક્ષવાળી જગાથી વધારે દૂર ગયો, અને આખરે ત્રાંબાની ખાણ

સમીપ તે આવી પહોંચ્યો. અને તેનાથી ઊંચકાય તેટલું ત્રાંબુ તેણે લીધું; અને તેને બજારમાં વેચીને તેણે બહુ પૈસા મેળવ્યા. ત્રીજે દિવસે એ ત્રાંબાની ખાણુ આગળ ન અટકતાં, પેલા સાધુએ સૂચવ્યું હતું તેમ એથી પણ અધિક દૂર ગયો; અને આખરે રૂપાની ખાણુ આગળ તે આવી પહોંચ્યો; અને તેમાંથી તેણે લેવાય તેટલું રૂપુ લેઈને, તેને બજારમાં સઘળું વેચીને તેણે અગાઉથી પણ વધારે પૈસા પ્રાપ્ત કીધા ! અને એ પ્રમાણે દિનપ્રતિદિન અધિક ને અધિક દૂર જઈને આખરે તેને સુવર્ણની અને હીરાની ખાણો જડી ! અને તેથી તે અતિશય ધનાઢ્ય થયો !

સત્યજ્ઞાનની અપેક્ષા ધરાવનારા મનુષ્યોની બાબતમાં પણ આવુંજ છે. જો તે થોડીઘણી અદ્‌ભુત અને દૈવી શક્તિ મેળવીને બેસી ન રહે અને પોતાના પ્રયાસમાં મચ્યોજ રહે તો તે આખરે સત્યજ્ઞાનની અનંત કોટિએ (સીમાએ) જરૂર જઈ પહોંચશે.

## ( ૬૪ )

એક સમયે **બુદ્ધ ભ**ગવાન્ પાંચસો ગાડાં લેઈને વેપાર કરવા જતા હતા. એક દિવસે વીસ કોસ (૬૦ માઈલ) પહોળા રેતીના રણમાં તે આવી પહોંચ્યા. તે રણની રેતી એટલી બધી સૂક્ષ્મ હતી કે હથેલીમાં લેઈને મૂઠી સખત વાળીયે તો તે હાથની મૂઠીમાંથી સરી પડતી. સૂર્યોદય થયા પછી તે રેતી એટલી બધી તપી જતી કે જાણે અંગારા જેવી ગરમ લાગવા માંડતી, તેથી તે ઉપર થઈને કોઈથી ચાલી શકાતું નહિ. તેથી જેમને તે રણ પર થઈને જવું પડતું, તેઓ બળતણ, પાણી, તેલ અને ચોખા એટલાં વાનાં ગાડાંમાં રાખીને મુસાફરી કરતા અને રાતે રાતે મુસાફરી કરતા. પરોઢીયું થતાં તેઓ પડાવ નાખતા અને ચંદરવો બાંધીને વહેલા વહેલા જમી લેતા, અને બાકીનો આખો દિવસ છાંયડામાં બેસી રહેતા. સૂર્યાસ્ત સમયે તેઓ વાળુ કરતા; અને જમીન ઠંડી પડતી ત્યારે તેઓ બળદ જોડીને ગાડાં આગળ ચલાવતા. મુસાફરી સમુદ્રપરની સફર જેવી હતી. એક જાતનો સુકાની પસંદ કરવો પડતો; અને તે સુકાની તારાઓની ગતિ-સ્થાન વગેરે સમજીને પોતાના કાફલાને સહીસલામતીથી રણને બીજે છેડે પહોંચાડતો.

આ સમયે આપણી વાર્ત્તામાં કહ્યો છે તે વેપારીએ પણ રણ તેવીજ રીતે ઓળંગવા માંડ્યું, અને જ્યારે તે ઓગણસાઠ કોસની મજલ કરી રહ્યો, ત્યારે તેણે વિચાર્યું કેઃ—"હવે માત્ર એકજ રાતમાં આપણે રણની મજલ પુરી કરીશું." અને વાળુ કીધા પછી તેણે બળતણ અને પાણી

જેંકાવી દીધાં અને ગાડાં જોડાવીને નીકળી પડયો. સુકાની સૌથી આગળના ગાડામાં તકીયો કરીને સૂતો અને તારાનું અવલોકન કરતો કરતો તે કયી બાજુ હાંકવું તે ગાડાવાળાને સૂચવતો હતો. પણ લાંબી મજલથી લાગેલા થાકથી તે થાકીને લોથ થઈ ગયો હતો, તેથી તે નિદ્રાવશ થઈ ગયો, અને તેથી તેના જાણ્યામાં નહિ આવ્યું કે બળદો ફરી ગયા છે અને જે રસ્તે આવ્યા તેજ રસ્તે તેમણે પાછું જવા માંડયું છે!

આખી રાત્રિ પર્યન્ત બળદોએ ચાલ્યાંજ કીધું. પહો ફાટતાં તે સુકાની જાગ્યો અને તારા સામું જોઈને બોલ્યો:-"ગાડાં ઊભાં રાખો, ગાડાં ઊભાં રાખો." જેવાં તેઓએ ગાડાં થોભાવ્યાં કે તરતજ સૂર્યોદય થયો અને ગાડાં હારબંધ ઊભાં રહ્યાં. પછી તે માણસ બોલી ઊઠયો:- "પણ આ જમીન તો ગઈ કાલ આપણે જેપર પડાવ નાખ્યો હતો તેજ છે! આપણે બધું બળતણ અને પાણી તો ફેંકી દીધાં છે! આપણા તો આજે ખરેખર બારજ વાગી જવાના!" અને બળદ છોડીને અને માથા-પર ચંદરવા બાંધીને તેઓ નિરાશ થઈને નીચે ભોંયપર બેઠા. અને એક બીજાના મોં સામું ટગર ટગર જોયા કીધું.

પણ બોધિસત્ પોતાના મન સાથે વિચાર કરવા લાગ્યા:—"જો હું હિંમત હારી જઈશ તો આ બધા માણસો નાશ પામશે." સવારનો ટંડો વખત હતો તે દરમ્યાન તેમણે આમ તેમ ચાલ્યા કીધું, અને કુશ ગ્રાસ (ઘાસ) નું ઝુમતું જોઈને તેમણે વિચાર કીધો કે:-"કોઈ પણ પાણીના આધાર વડેજ આ ઘાસ ઊગેલું હોવું જોઇએ, અને એ પાણી પણ આની નીચેજ હોવું જોઈએ."

અને તેમણે મુસાફરો કને પાવડો મંગાવ્યો ને તે જગા ખોદાવરાવી. અને તેઓએ ૬૦ હાથ ઊંડું ખોદ્યું. અને ખોદનારાઓનો પાવડો એક ખડક સાથે અફળાયો, અને જેવો તે તેની સામે અફળાયો કે તરત તેઓ સૌ નિરાશ થઈ ગયા અને કામ પડતું મુક્યું.

પણ બોધિસત્એ વિચાર્યું કે:—"તે ખડકની નીચે પાણી હોવું જ જોઈએ, અને નીચા વળીને તેમણે પોતાનો કાન તે જગાને અડકાડયો, અને કોઈ પણ તરેહનો અવાજ સંભળાય છે કે નહિ તે તપાસ્યું, અને તેમણે તે ખડકની નીચે પાણીનો "ખળળ" "ખળળ" કરતો અવાજ સાંભળ્યો, અને તે બહાર કૂદી પડયા અને પોતાના નોકરને બૂમ મારીને કહ્યું કે: "મારા નોકર, જો તું હવે કામ પડતું મુકીશ તો આપણે સવજ નાશ પામીશું. તું હિંમત હારી જતો ના. આ લોઢાની હથોડી લે; અને ખાડાની અંદર ઉતરી પડ, અને તે ખડકની ઉપર જોરથી ઘા કર."

તે નોકરે આજ્ઞા માથે ચઢાવી, અને જોકે તેઓ સઘળા નિરાશ થઈ પાસે ઊભા રહ્યા હતા, તોપણ તે ખાઈમાં નિશ્ચય કરી ઉતરી પડયો, અને પત્થર સામે ઘા કર્યો. અને તેથી ખડકના ભાંગીને બે કટકા થઈ ગયા, અને નીચે પડી ગયા અને હવે પાણીને રોકાણ રહ્યું નહિ. અને પાણી ઊંચે ચઢીને ભરાઈ ગયું અને એ રીતે તે કુવામાં તાડના ઝાડ જેટલું ઊંચું–તળીએથી ટોચ સુધી–પાણી ભરાઈ ગયું. અને તેઓ સઘળાએ પાણી પીધું અને તેમાં નાહ્યા. પછી તેઓએ તેમની કને જે ધુંસરીઓ અને પૈડાં ફાલતુ હતાં તે સઘળાં ચીર્યાં અને ચોખા રાંધ્યા અને તે ખાધા, અને બળદને પણ ખવાડયું. અને જ્યારે સૂર્યાસ્ત થયો ત્યારે તેઓએ કુવા પાસે એક વાવટો રોપ્યો અને પછી ધારેલી જગાએ ગયા. ત્યાં તેઓએ પોતાનો માલ બમણો અને ત્રણગણો નફો લેઈને વેચ્યો, અને પોતાને ઘેર પાછા ગયા, અને છેક ઘડપણ સુધી જીવ્યા અને તેમના કર્મ પ્રમાણે ( આ સંસારમાંથી ) તેઓ ચાલ્યા ગયા.

( ૬૫ )

ગુરુ શ્રી શંકરાચાર્ય પ્રત્યે પ્રત્યેક હિન્દુ બહુ માનની વૃત્તિ ધરાવે છે. પોતાનો મત અને તત્ત્વદર્શનનો ઉપદેશ કરતા તે દેશમાં ફરતા હતા ત્યારે તે તેમના ઉપદેશકાર્યમાં ઉત્સાહ અને શક્તિ બતાવતા હતા તેટલુંજ નહિ પણ નિત્યજીવનનાં સંકટોના અને કર્તવ્યો બજાવવાના સમયે પણ તે તેવોજ ઉત્સાહ અને શક્તિ બતાવતા હતા. જ્યારે તેમની પ્રિય માતા મૃત્યુ પામ્યાં ત્યારે તેમનાં સગાં વહાલાંઓ તેમને તેમની માતાનું શબ લેઈ જવા દેતા ન હતા. શંકર ભોંય ઉપર બેસીને રડયા કરે એવા માણસ ન હતા. તેમણે અગ્નિસંસ્કાર સ્વહસ્તે કરવાનો નિશ્ચય કીધો. દરેક સ્નાયુને જોર આપીને તેમણે પ્રિય શબ ઊંચું કીધું અને ઘરની પાછળના વાડામાં લેઈ ગયા, અને ત્યાં તેમણે સૂકી કાઠીની ચિતા ખડકી અને જે માતાએ તેમનું આખી જિંદગી પર્યંત સ્નેહથી જતન કીધું હતું તેનો પોતાનાજ હાથથી વિધિપૂર્વક અગ્નિસંસ્કાર કીધો !

પણ હવે ધારો કે હું તમને ધીરજ ધરીને અમુક બોજો સહન કરવાનું કહું એટલુંજ નહિ પણ તે બોજો લેઈને રસ્તે ચાલવાનું કહું. પણ ધારો કે તમે થાકી ગયા હો તોપણ મને રાજી કરવાની ખાતરજ તમે તે બોજો હજી પણ ઉચકી જવાનું મન કરતા હો. આનું નામ **ધૈર્ય;** પણ તે ધૈર્યથી પણ અધિક છે. ધૈર્યથી તમે રસ્તો કાપો છો. ધૈર્ય વડે અમુક ઉદ્દેશને મનમાં રાખીને તેની સિદ્ધિ અર્થે આગળ ધસ્યાં કરીએ છીએ તે **ખંત** છે.

રોમન પ્રજા આરંભમાં એક નાનકડી પ્રજાજ હતી અને એક નાના શહેરમાં વસતી હતી. લોકો ઘણીવાર કહે છે પણ ખરા કે "રોમ એક દિવસમાં બંધાયું ન હતું." એનો અર્થ એવો છે કે રોમન પ્રજાએ ધીમે ધીમે પોતાની સત્તા સ્થાપી હતી, અને ધીમે ધીમે એક પછી એક દેશ જીતીને આખરે આખા ભૂમધ્ય સમુદ્રની ચારેકોર સઘળા મેદાનોના અને પર્વતના તેઓ ધણી થઇ પડયા હતા. આ તેમના ખંતનુંજ પરિણામ હતું.

કોલંબસ નામનો ઈટાલીનો ઉમદા ખારવો સ્પેનથી અજાણ્યા સમુદ્ર ઉપર મુસાફરી કરવા નીકળી પડયો; અને જો કે તેના સોબતીઓ આ નવા સમુદ્ર વિષે ભય આણીને બડબડવા લાગ્યા તોપણ તેણે પશ્ચિમમાં ને પશ્ચિમમાંજ હાંકયા કીધું અને એમ કરતાં આખરે તે જે દ્વીપો અમેરિકાને લગતા હતા તેના કિનારે જઈ પહોચ્યો. આ પ્રમાણે તેણે નવી દુનીઆ શોધી કાઢી. આ તેના ખંતનુંજ પરિણામ હતું.

---

( ૬૬ )

જ્યારે મને—આ ગ્રન્થકારને—અંગ્રેજને મહાભારત વાંચવાની ઇચ્છા થતી, ત્યારે સંસ્કૃત પુસ્તક મને ઉપયોગનું ન હતું; કારણકે હું તે ભાષા જાણતો ન હતો. મને અંગ્રેજી ભાષામાં લખાયલું મહાભારત જોઈતું હતું.

મારા એક મિત્રે મને એવું પુસ્તક વાંચવા આપ્યું તેના અગીઆર ગ્રંથ હતા. છેલ્લા ગ્રંથને છેડે મેં એક સુંદર આકૃતિવાળા પુરુષની છબી—ચિત્ર—જોયું. તેણે પટાવાળી પાઘડી પહેરી હતી, રેશમી ઝભ્ભો પહેર્યો હતો અને ડાબા હાથમાં પકડેલું પુસ્તક તેના ડાબા ઢીંચણ ઉપર હતું; અને તેના જમણા પડખા પર ટેબલપર એક બીજો ગ્રન્થ પડેલો હતો. તે છબી કે તસવીરની નીચે નીચે મુજબ નામ લખેલું હતું.

"બાબુ પ્રતાપ ચન્દ્ર રાય."

તેની છબી ઉપરથી તો તે વૃદ્ધ લાગતો નથી. જેમ કોઈ મનુષ્ય ઘણે દૂર આવેલા અમુક સ્થળ સુધી જઈ પહોંચવાની ઇચ્છા ધરાવતો હોય અને રસ્તામાં કોઈ પણ પ્રકારના અન્તરાયને નડવા ન દે એવા માણસના જેવી સ્થિર દૃષ્ટિ તેની હતી.

આ ઉદ્દેશ જે પ્રાપ્ત કરવાની તેને અપેક્ષા હતી તે મહાભારતના અંગ્રેજી ભાષાન્તરને પ્રકટ કરવું ( અર્થાત્ છાપવું અને પ્રસિદ્ધ કરવું ) તેજ હતો.

અને તે પ્રકટ થયું પણ ખરૂં !

**પ્રતાપ ચન્દ્ર રાય**ને કેશરી **મોહન ગંગુલી** નામે એક મિત્ર હતો. તેણે સંસ્કૃતના શબ્દોનું અંગ્રેજીમાં ભાષાન્તર કીધું અને તે પુસ્તક ૧૦૦ વિભાગમાં પ્રકટ થયું.

અફસોસની વાત એ હતી કે જ્યારે ૯૪મો વિભાગ બહાર પડયો અને અશ્વમેધની વાત વાંચવાનો લોકને લાભ મળ્યો, તેવામાં ઉમદા ઉદ્દેશ-વાળા **પ્રતાપ ચન્દ્ર રાય** મૃત્યુ પામ્યા.

આ અંગ્રેજી પુસ્તક રચવામાં તેણે તેર વર્ષ પર્યન્ત શ્રમ લીધો. જેઓ સહાય આપવાને રાજી હતા તેમની કનેથી સહાય લેવા તે દેશના ઘણા ભાગમાં આમ તેમ ફર્યા. તેને ખેડુતોએ, રાજાઓએ, ભણેલા અને અભણ લોકોએ, યૂરોપ અને અમેરિકાના મિત્રોએ નાણાંની મદદ કીધી.

આમાંથી એક મુસાફરી કરતી વખતે **પ્રતાપ ચન્દ્ર રાય** તાવમાં સપડાયા. તે પૈસાદાર નહોતા. તે 'બુકસેલર' ( પુસ્તકો વેચનાર ) હતા, અને પોતાનો પૈસો અંગ્રેજી ભાષાન્તર કરવામાં તેમણે ખરચ્યો હતો.

ઇ. સ. ૧૮૯૫ના છેવટના મંદવાડમાં તે પથારીમાં સૂતા હતા ત્યારે પણ જે મહાન્ કાર્ય તેણે આદર્યું હતું તેજ કાર્ય સંબંધી તેનું મન વિચાર કર્યા કરતું હતું. તે માત્ર બહુજ ધીમે સાદે બોલી કે વાત કરી શકતા હતા.

તેણે પોતાની સ્ત્રીને કહ્યું:—"પુસ્તક પુરૂં થવા દેજે. છાપવા માટે પૈસાની જરૂર પડે તો મારૂં શ્રાદ્ધ તું કરતી ના. **મહાભારત** માટે પૈસો બચાવવાની ખાતર તું જેટલી સાદાઈથી રહી શકે તેટલી સાદાઈથી રહેજે."

તે મૃત્યુ પામ્યા, અવસાન સમય પર્યન્ત હિન્દુસ્તાનને તેણે ચાહ્યા કીધો, અને તેની છેવટની ઘડી પર્યન્ત હિન્દુસ્તાનના મહાકાવ્ય પ્રત્યે તેણે અથાક પ્રેમ ધરાવ્યો!

તેની વિધવા નામે **સુંદરી બાલા રાયે** પતિની પ્રતિજ્ઞા–ઇચ્છા–બરાબર જાળવી. છેવટના શબ્દોનું અંગ્રેજીમાં ભાષાન્તર થયું ત્યાંસુધી ભાષાન્તર કર્તા ગંગુલી તે કાર્યને દૃઢતા અને ખંતથી વળગી રહ્યો, અને છેલ્લા વિભાગ ઉપર 'ઇ. સ. ૧૮૯૬ નો જુલાઇ' એવી સાલ નોંધેલી છે.

અને હવે દરેક અંગ્રેજ ગૃહસ્થ કે બાનુ પ્રાચીન હિન્દના ઉમદા વીરરસ કાવ્યના અરાઢે પર્વો–પાંચ ભાઇઓની વાર્તા–કુરુક્ષેત્રનું દારુણ યુદ્ધ,–અને યુધિષ્ઠિરનું સ્વર્ગારોહણ–સઘળી હકીકત વાંચી શકે છે, અને જેમ જેમ તેઓ વાંચે છે તેમ તેમ પ્રાચીન સમયના જે કવિએ આ મહાન્ અદ્દ્ભુત કાવ્ય **મહાભારત** રચ્યું છે તેની શક્તિ અને કળાને માન આપે છે અને તેની પ્રશંસા કરે છે. અને **પ્રતાપ ચન્દ્ર રાય**નો શ્રમ સફળ થયો છે.

( ૬૭ )

ખરેખરો સદ્‌ગૃહસ્થ માનની બહુ તીક્ષ્ણ લાગણી ધરાવે છે—નીચ કૃત્ય નહિ કરવાની બહુજ કાળજી રાખે છે. વાચા અને કર્મમાં સમતા કે પ્રામાણિકતાનું તેનું પ્રમાણ બહુ ઊંચું હોય છે. તે કપટ, વાણીનું છળ કપટ, ઊંધું ચતું કામ કે છેતરપંડી કરતો નથી; પણ તે પ્રામાણિક, સીધે રસ્તે ચાલનાર અને એકવચની હોય છે. 'સત્ય' એ તેનો સિદ્ધાંત છે: 'સત્ય' એટલે સીધા માર્ગનું વર્તન. જ્યારે તે **'હા'** એટલો શબ્દ ઉચ્ચારે છે ત્યારે તે પ્રમાણભૂતજ સમજવો; અને યોગ્ય વખતે બહાદુરી ભરેલી **'ના'** પણ કહેવાની તે હિંમત ધરાવે છે. સદ્‌ગૃહસ્થ લાંચ કે રૂશ્વત લેતો નથી. જેઓ સામા માણસને લાંચથી મેળવી લેવામાં સ્વાર્થ સધાયો સમજે છે તેમના હાથમાં નીચવૃત્તિ ધરાવનારા અને ઢંગધડા વિનાનાજ માણસો ફસાશે. જ્યારે પ્રામાણિક જોનાસ હાનવે લશ્કરને ખોરાક પુરો પાડી આપવાના ખાતામાં કામસ્નર (અમલદાર) તરીકે કામ કરતો હતો, ત્યારે કંટ્રાક્ટર કે ઇજારદાર કનેથી કોઈ પણ તરેહની બક્ષીસ સ્વીકારવાની તેણે સાફ ના પાડી હતી, અને એ રીતે લોકોપયોગી કામ બજાવવામાં પક્ષપાતી થવાની તેણે નામરજી દેખાડી હતી. ડયૂક ઑવ્ વેલિંગ્ટનના જીવનમાં પણ એનો એવીજ જાતનો ઉમદા સ્વભાવ યાદ રાખવા યોગ્ય છે. અસાઈની લઢાઈ પછી થોડા દિવસ પછી મરાઠા સરદારો અને નિઝામ સરકારની વચ્ચે સુલેહનું તહનામું થયું તેમાં પોતાના ધણી (નિઝામ) માટે કયા કયા દેશો અને લાભ નક્કી કરવામાં આવ્યા હતા તેની ખાતરી કરવા માટે એક સવારે નિઝામ સરકારનો મુખ્ય પ્રધાન ડયૂકની પાસે આવી ઊભો. આ બાતમી મેળવવા માટે તે પ્રધાને ડયૂકને—અંગ્રેજ સેનાપતિને ૧૦૦,૦૦૦ પૌંડ ( ૧ લાખ પૌંડ કે દોઢ કરોડ રૂપીઆ )—બહુ મોટી રકમ—આપવા માંડી. તે પ્રધાન સામું તેણે થોડીક ક્ષણ સુધી એકી નજરે—તાકીને—મુગે મોંએ જોયા કીધું, અને આખરે સર આર્થરે તે પ્રધાનને કહ્યું કે:—"મને લાગે છે કે તમે વાત છાની રાખી શકો તેવા છો ?" પ્રધાને જવાબ દીધો:—"હા, નક્કીજ." પછી અંગ્રેજ સેનાપતિએ હસીને જવાબ આપ્યો:—"**ત્યારે હું પણ વાત છાની રાખી શકું તેવોજ છઉં !**" એમ કહીને પ્રધાનને સલામ કરી વિદાય કીધા !

હિન્દુસ્તાનમાં એકંદર રીતે ફત્તેહમંદ નીવડયા છતાં, અને આવી રીતે પુષ્કળ પૈસો રળવાની તેનામાં શક્તિ—અનુકૂળતા—હોવા છતાં વેલિંગ્ટને પોતાની મિલકતમાં એક પાઇનો પણ ઉમેરો કીધો નહિ, અને તે ઇંગ્લંડ પાછો વળ્યો ત્યારે એક સાધારણ સ્થિતિનો—ગરીબ—માણસજ રહ્યો. આ વેલિંગ્ટનની કીર્તિને અધિક ઉજ્જ્વલ બનાવનારું દૃષ્ટાંત છે.

( ૬૮ )

ઉમદા રામ સમુદ્ર ઓળંગીને સામે પાર ગયા તે વિષેની જે વાત છે તેમાં તેમની શક્તિનું–બળનું–ચિત્ર આપણી દૃષ્ટિ આગળ ખડું થાય છે. જ્યારે તે હિન્દુસ્તાનને છેડે જઈ પહોંચ્યા અને તેમને ખબર થઈ કે તેમની પ્રિય પત્ની સીતા લંકાના દ્વીપમાં ( સીલોનમાં ) કેદ થયેલ છે, ત્યારે સમુદ્ર ઓળંગવાની તેમણે તૈયારી કરી. તેમનું લશ્કર ઘણુંજ મોટું હતું; પણ તેમાં સઘળાં વાનર અને રીંછજ હતાં. તેઓ સમુદ્રનાં મોજાં ઉપર થઈને સામે પાર કેવી રીતે જઈ શકશે ? રામનું ચિત્ત ગંભીર હતું. રામની બુદ્ધિ તીક્ષ્ણ હતી. રામનું હૃદય બહાદુર હતું.

પ્રથમ તો તેમણે વૃદ્ધ સમુદ્રને નમ્રતાપૂર્વક યાચના કરીને કહ્યું:— " હે મહોદધિ, હું તને વિનવું છું કે તું મારા લશ્કરને માર્ગ આપ. "

પણ રામે ત્રણ દિવસ સુધી વાટ જોયાં કીધી પણ પ્રત્યુત્તર મળ્યો નહિ.

પછી રામે તેમના ભાઈ લક્ષ્મણને બોલાવીને કહ્યું:—" લક્ષ્મણ, મારાં ધનુષ્યબાણ લાવ. જેવી રીતે રેતીના રણમાં બી વાવીને માણસ પોતાનું અનાજ ગુમાવે છે તેમ મેં પણ આ સમુદ્ર પ્રતિ મિથ્યાવાણી કરી. "

સ્વર્ગના દેવ રામે વિશાળ સમુદ્રની ઉપર બાણ છોડયું, અને તે બાણથી સમુદ્રને ત્રાસદાયક દુઃખ થયું, અને તેમાંનું દરેક મત્સ્ય ભયભીત થયું. પછી સમુદ્રનો આત્મા બ્રાહ્મણનું રૂપ ધારણ કરીને હાથમાં સુવર્ણની થાળીમાં અનેક રત્નો લેઈને તે પરમાત્મા સમક્ષ ઘુંટણીએ પડ્યો.

તેણે રામચન્દ્રજીના ચરણારવિંદ બે હાથ વડે ગ્રહીને કહ્યું:–" મહા પ્રભો, મારો અપરાધ ક્ષમા કરો. મારા સગા વાયુ, પૃથ્વી, અને અગ્નિના જેવો મારો સ્વભાવ છે. તેઓ ભારે અને સ્થૂલ છે, અને એટલી બધી સત્તા સ્થાપી બેઠા છે કે આપ જેવા પ્રભુની આજ્ઞાની પણ અવગણના કરવા તૈયાર થઈ રહીએ છીએ. પૂર્વે કોઈ પણ વીરે મને તેની ઇચ્છા પ્રમાણે વર્તતો કીધો નથી. હું આપનામાં મારો સ્વામી જોઉં છું, અર્થાત્ આપ મારા સ્વામી છો. આપ યથોચિત કરજો. "

પ્રભુ રામ હસ્યા.

એમણે તેને ( સમુદ્રને ) કહ્યું કે " હે સમુદ્ર, તારાં મોજાં અને તોફાની પાણી ઉપર થઈને મારૂં લશ્કર કેવી રીતે જાય તે તું મને કહે. "

સમુદ્રે પ્રત્યુત્તર આપ્યો:—" આપના સૈનિકો જે પત્થરા, ખડકો અને ટેકરીઓ મારી છાતી ઉપર નાખશે તે હું છાતી ઉપરજ રાખીશ, અર્થાત્

તરતા રાખીશઃ અને એ પ્રમાણે હિન્દુસ્તાનથી લંકા સુધી પૂલ બનશે. ”

રામે પોતાના સૈન્ય સામું જોયું.

એમણે ( રામે ) કહ્યું:—“ પૂલ બાંધો. ”

તેમણે ( સૈન્યે ) ઉંચે સ્વરે કહ્યું:—“ રામનો જય થાઓ. ”

તેઓએ વૃક્ષો, ખડકો, મોટી ટેકરીઓ, ટેકરાઓ, વગેરે ઉખેડીને તેમના બે પ્રવીણ ‘એન્જીનીઅરો’ **નલ** અને **નીલ** સમક્ષ રજુ કરી દીધાં. અને **નલ** અને **નીલ**–એમણે લાકડાં અને પત્થરા એકઠા બાંધ્યા અને તેથી તે સઘળું સમુદ્રના પૃષ્ઠ ઉપર તર્યું, અને તે ઉપર થઈને લશ્કર પેલે પાર ઊતર્યું !

રામ પર્વતના શિખર ઉપર બેઠા અને તે પૂલ ઉપર થઈને જતું પોતાનું સૈન્ય એમણે જોયું.

જે રીતે રામે સમુદ્ર દેવને પોતાની આજ્ઞાનુસાર વર્તતો કર્યો, તેજ પ્રમાણે મનુષ્યનું મન એજ સમુદ્રને વશ કરે છે જેથી આખા–સમસ્ત–મનુષ્ય વર્ગને અભિમાન માનવાનું કારણ મળે છે.

## ( ६૯ )

## " ઊંટ ઉપર બેઠેલો ડાહ્યો મનુષ્ય "

યાને

## " ખોટી સલાહ આપનાર પુરુષ. "

ઉપરની કહેવત નીચેની વાર્તા ઉપરથી ઉપસ્થિત થયલી છેઃ—

" કોઈ એક ગામમાં એક પુરુષ રહેતો હતો. તે પોતાના ઘરની બહાર આંગણામાં પાણીનું એક મોટું માટલું ભરી મૂકતો હતો. એક દિવસ એવું બન્યું કે તેજ માણસની ભેંસે તેમાંથી પાણી પીવાની ઇચ્છા કીધી; પણ તેનું મોં પાણી સુધી પહોંચ્યું નહિ, તે જોઈને પાસે ઊભા રહેલા એક માણસે તે ભેંસના માથાને જોરથી હડસેલો માર્યો, પણ તેથી તે ભેંસનાં શિંગડાં પેલા માટલામાં ભરાઈ રહ્યાં હતાં તેથી તે નીકળી શક્યાં નહિ. આ વખતે એક વિટંબના ઊભી થઈ. ભેંસને કેવી રીતે છૂટી કરવી તે કોઈને સૂઝયું નહિ. અને ઘરધણી ઘરની બહાર ગયલો હતો. આખરે, એક માણસ જે ઊંટ ઉપર બેસીને ત્યાં થઈને જતો હતો, તેણે આ મુંઝવણ જોઈને કહ્યું કેઃ–" ગભરાશો નહિ, તમે મને મારા ઊંટ સાથે અંદર આવવા દો, તો હું તે ભેંસને છૂટી કરૂં. " તે વાડાના દરવાજાનું બારણું નાનું હતું; પણ પેલા માણસે કહ્યું કેઃ–" તે દરવાજાનું બારણું તોડી પાડો; તે તો ફરીથી પણ બંધાશે પણ ભેંસને ફરીથી જીવાડી શકાશે નહિ !" તેઓએ તે માણસને તેના ઊંટ સાથે આવવા દેવા માટે તે દરવાજાનું બારણું તોડી પાડયું. અંદર દાખલ થતાંની વાર તેણે બીજાઓએ અજમાવ્યા હતા તેજ ઉપાયો બતાવ્યા પણ તે ઉપાયો નિરર્થક હતા એવું તેણે જોયું ત્યારે તેણે કહ્યું કેઃ–" ભેંસને આવી રીતે ક્રૂરતાથી મૃત્યુ પામવા દીધા કરતાં આપણે જાતેજ મારી નાખવી તે વધારે સારૂં ગણાશે ! " ઘરનાં બૈરાંઓને બીજો કોઈ ઈલાજ નહિ સુઝયો તેથી તેમણે તે માણસની સૂચના કબૂલ રાખી. અને તે ઉપરથી તે માણસે તે ભેંસને મારી નાંખી; પણ તેમ કર્યા છતાં પણ ભેંસનું માથું માટલામાંજ હતું. હવે શું કરવું ? તે માણસના મનમાં એક સારો વિચાર થઈ આવ્યો કેઃ—" જો હું માટલાને ભાંગી નાખું તો તે ભેંસનું માથું ( ખચિત ) બહાર નીકળશે. " તેણે આમ કરવાનું સૂચવ્યું, અને પેલાં માણસોએ તે પ્રમાણે કીધું. એટલામાં ઘરધણી આવી પહોંચ્યો; અને પોતાના ઘર પાસે આટલું બધું નુકસાન થયલું જોઈને–અર્થાત્ પોતાના ઘરના આગણા પાસેની દીવાલ તોડી પાડેલી, પોતાની ભેંસ મરેલી પડેલી,

અને માટલું ભાંગીને ચૂરેચૂરા થઈ ગયલા—આવું નુકસાન થયલું જોઈને તે બહુજ ખિન્ન થયો. એ દોઢડાહ્યાને દરવાજાની બહાર ઊંટને ઊભું રાખીને પછી અંદર પેસવાનું તેમજ ભેંસને મારી નાખવાને બદલે માટલું ભાંગી નાખવાનું સૂઝયું નહિ. ઘરધણીએ તેની સાથે વઢવાડ કરી હોત, પણ તે કાંઇજ કરી શક્યો નહિ; તેથી તેણે એને જવા દીધો, અને તે ઉપરથી પૂર્વોક્ત કહેવત ઉપસ્થિત થઈ.

## ( ૭૦ )

રાજર્ષિ ભર્તૃહરિએ કહ્યું છે કેઃ—

"અજ્ઞ મનુષ્યનું ચિત્ત પ્રસન્ન કરવું તદ્દન સહેલું કામ છે; અને સુજ્ઞ મનુષ્યને સંતુષ્ટ કરવો એ કામ એથી પણ વધારે સહેલું છે; પરંતુ પોતે અલ્પજ્ઞ છતાં 'હું વિદ્વાન્ છું' એવો પોતાના મનમાં ફાંકો—મિથ્યાભિમાન—રાખે છે એવા મનુષ્યનું ચિત્ત પ્રસન્ન કરવું એ દુર્ઘટ છે—બ્રહ્મા સરખા દેવ પણ તેમ કરવા અશક્ત છે!"

## ( ૭૧ )

ઈરાનના શાહ કૈકાવુસે ઘણી લડાઈઓ લઢી હતી અને તેમાં ઘણી વાર જીત મેળવી હતી. તેણે ખૂબ દોલત એકઠી કીધી હતી, અને મદથી છકી ગયો હતો. તે કહેતો કેઃ—"ખચિત, હું દુનીઆમાં સૌથી વધારે મોટો રાજા છું."

હવે એક પ્રેતે રાજાનું આવું મદવાળું વચન સાંભળીને તેને ફસાવીને તેનો મદ ઉતારવાનો નિશ્ચય કીધો. તેથી તેણે પોતાના એક દૂતને નોકરના વેષમાં રાજાને ભેટ આપવા માટે ફૂલની છાબડી આપીને મહેલ ભણી મોકલ્યો.

તે નોકરે કૈકાવુસ હજુર જમીન ઉપર નીચા પડીને જમીનને ચુંબન કર્યું અને નીચે મુજબ અરજ ગુજારીઃ—"ખુદાવંદ, સારી આલમમાં (આખી દુનીઆમાં) આપના જેવો પાદશાહ બીજો કોઈ નથી. પણ હજી એક રાજ્ય જીતવાનું આપને બાકી રહ્યું છે; અને તે રાજ્ય ઉપરની દુનીઆ એટલે સૂર્ય, ચન્દ્ર, અને ગ્રહોનું રાજ્ય અને આકાશના ઊંડા ગૂઢ ભાગો એ છે. પક્ષીઓનો માર્ગ, હે પાદશાહ, આપ પકડો અને આકાશમાં ઊંચા જાઓ."

શાહે પૂછ્યુંઃ—"પણ પાંખો વિના હું કેવી રીતે ચઢી શકું?"

નોકરે જવાબ આપ્યોઃ—"આપના રાજ્યના ડાહ્યા પુરુષો આપને એનો ઉપાય બતાવશે."

એ ઉપરથી એના રાજ્યના ખગોળવેત્તાઓને અથવા આકાશના તારાઓનું અવલોકન કરનારાઓને કૈકાવુસે આકાશમાં ઊંચે કેવી રીતે જવાશે તે પૂછ્યું; અને તેઓએ એક યુક્તિ શોધી કાઢી.

તેઓએ ગરુડપક્ષીના એક માળામાંથી તેનાં ચાર નાનાં બચ્ચાં આણ્યાં, અને તેમને ઉછેરીને બહુ મોટાં અને જબરાં કીધાં.

તેઓએ લાકડાનું એક ચોકઠું બનાવ્યું, ને તેને દરેક છેડે એક એક લાકડાનો દંડ ઊભો બાંધ્યો, ને તે દંડ સાથે બકરાનું માંસ બાંધ્યું હતું. એ ચારે દંડના છેડા સાથે પેલું એક એક ગરુડ બાંધ્યું.

તે ચોકઠાના મધ્ય ભાગમાં પાદશાહને બેસવા માટે આસન જડયું હતું. **શાહ** તે આસન ઉપર બેઠો. પેલાં ચારે ગરુડ પક્ષીઓએ દંડ સાથે બાંધેલું બકરાનું માંસ ખાવા ઇચ્છયું, અને તે ખાવાનો યત્ન કરવામાં તેઓ ઊંચાં ઊડયાં. આ પ્રમાણે આખું સિંહાસન આકાશમાં ઊંચે ઊડયું, અને નીચે ઊભેલા લોકોની ભારે ઠઠ એ બનાવ જોઈને ચકિત થઈ ગઈ. આકાશમાં બહુ ઊંચે ગરુડ, બકરાનું માંસ અને પાદશાહ સૌ ચન્દ્રની વધારે ને વધારે પાસે જવા લાગ્યાં. અને એમ કરતાં કરતાં ઊંચે વાદળાંથી પણ ઊંચે ઘણે ઊંચે ચન્દ્રની બહુ નજદિક તેઓ જવા લાગ્યાં.

પછી ગરુડોને બહુ ઊંચે ચઢવાનો થાક લાગવાથી, તેઓએ પાંખો હલાવવી બંધ કરી, અને આખું રાજ્યાસન, **શાહ**, દારૂનો ચંબુ, અને તખ્ત સૌ 'કડડડ' એમ અવાજ કરતું નીચું પૃથ્વી ઉપર અરણ્યમાં પડયું. **શાહ** અરણ્યમાં એકલો—સાવ એકલો—આખા શરીરનાં ગાત્ર છુંદાઈ ગયલાં—તેવી સ્થિતિમાં, નિરાધાર, ભૂખ્યો, અને તરસ્યો પડયો હતો. આખરે તેના સિપાઈઓ ત્યાં આવીને તેને ઘેર લઇ ગયા.

---

## ( ૭૨ )

ઘણાં વર્ષ ઉપર થઈ ગયલા યાહુદી લોકોના રાજા મહાન્ સોલોમનનું નામ તમે સાંભળ્યું હશે. તેમની કીર્તિની અને તેમના પ્રભાવની બહુ વાતો તમે બાઇબલમાં અને બીજાં પુસ્તકોમાં વાંચી હશે. તેમને વિષે બાઇબલમાં એક વાર્તા છે તે હું તમને કહીશ.

તે બહુ પૈસાદાર હતા. તેમનું તખ્ત હાથીદાંતનું બનાવેલું હતું; તેની ઉપર સુવર્ણજડિત બિછાનું હતું. તેના આગલા ભાગ ઉપર બે સિંહ ચિતરેલા હતા તે જાણે ચોકીદાર ઊભા હોય તેવા શોભતા હતા, અને તખ્ત ઉપર ચઢવાનાં જે છ પગથીઆં હતાં તેની દરેક બાજુએ છ સિંહનાં પુતળાં ઊભાં કરેલાં હતાં. સોલોમનનાં સઘળા પ્યાલા રકાબીઓ સુવર્ણનાં હતાં, અને જેરૂસલેમમાં રૂપુ કાંકરાની પેઠે વપરાતું હતું. વેપારીઓ તેમની પાસે સુવર્ણ, રૂપુ,

હાથીદાંત, મોર, વાંદરાં, સુંદર પોશાક, બખ્તર, તેજાના, ઘોડા, ખચ્ચર વગેરે લાવતા. પોતાના પૂર્વજોના અને પ્રજાના ઈશ્વરના માનાર્થે એક સુશોભિત દેવળ એજ **સોલોમન રાજાએ** બંધાવ્યું હતું.

પણ તે દેવળ બંધાઈ રહ્યું તે પહેલાં તેમજ તે બાંધવાનો કાટ પણ હજી પર્વત ઉપર સાગના ઝાડના રૂપમાં ઊગેલો પડયો રહ્યો હતો તે પહેલાં **સોલોમન રાજાને** સ્વપ્નમાં પરમેશ્વરે નીચે પ્રમાણે પૂછયું:—

"તારે મારી કને જે જોઈતું હોય તે માગ."

**સોલોમને** જવાબ દીધો:—"મારા પિતા ડેવિડ પ્રામાણિક અને સત્યવાદી હતા. તેમનું તખ્ત મને મળ્યું છે. અને મારે જે કાર્ય કરવાનું છે તે મોટું છે. હું માત્ર નાનો બાળક હોઉં એવું મને લાગે છે. મને કાંઈ રસ્તો સૂઝતો નથી. જે પ્રજાનો હું રાજા થયો છું તેમની ઉપર કેવી રીતે રાજ્ય ચલાવવું તે મને આવડતું નથી. તેથી કયું કૃત્ય સારૂં અને કયું કૃત્ય ખોટું તે જાણવાની જે વિવેકબુદ્ધિ મારે જોઇએ છીએ તે મને આપવાની કૃપા કરો."

અને ઈશ્વરે કહ્યું:—

"તેં દીર્ઘ આયુષ્ય કે મોટી દોલત એમાંનું કાંઈ માગ્યું નથી, પણ ન્યાય અને અન્યાય એ બે જુદી ચીજો છે એવું સમજવા માટે જે વિવેકબુદ્ધિ કે અંતઃકરણની જરૂર પડે છે તેની તેં માગણી કીધી છે, તેથી હું તને એ વિવેકબુદ્ધિ કે ડહાપણ આપું છું તેથી તારા કરતાં અધિક ડહાપણવાળો બીજો કોઈ પુરુષ આ દુનીઆમાં નહિ થાય, અને વિશેષમાં તું દીર્ઘાયુષી અને દોલતવાળો પણ થઈશ."

તે યુવાન્ રાજાએ કેવી નમ્રતાથી ઉત્તર આપ્યો તે જુઓ:—

"હું માત્ર અણસમજુ બાળક છું."

**સોલોમન** પોતાને વિષે આ પ્રમાણે નમ્રતાથી બોલ્યા. તેથી તમે શું તેમને વિષે તમારો સારો અભિપ્રાય ઓછો કરી દેશો?

નમ્રતાભરેલી મોટાઈ જોઈને આપણને કેટલો બધો આનંદ થાય છે!

**પેગંબર હઝરત મહંમદ સાહેબ** (સ. અ.)ની નમ્રતા વિષે ત્રણ વાર્તાઓ છે તે હવે હું તમને કહીશ.

**પહેલી વાર્તા**:—ઈસ્લામ ધર્મના **પેગંબર હઝરત મહંમદ સાહેબ** (સ. અ.) વિષે એવું કહેવાય છે કે તેઓ હંમેશ ટટ્ટુ (**અરબી ઘોડું**) ઉપર સ્વારી કરવાનું પસંદ કરતા અને તવંગર લોકોને ઘોડા ઉપર સ્વારી કરવી પસંદ હતી અને વળી **પેગંબર સાહેબ** બીજા માણસને પણ પોતાની પાછળ બેસવાનું કહેતા. તે કહેતા કે:—

"એક નોકરની માફક હું બેસું છું, અને નોકર તરીકે ખાઉં છું, કારણ કે હું ખરેખર નોકરજ છું."

**બીજી વાર્તા:**—કુરેશ જાતના એક મુખ્ય માણસની સાથે **પેગંબર હઝરત મહંમદ સાહેબ** (સ. અ.) એક વખત વાત કરતા હતા, ત્યારે **અબ્દુલ્લાહ્** નામે એક આંધળા માણસ **પેગંબર સાહેબ** કોઈની સાથે વાત કરવામાં રોકાયા છે એવું ન જાણતા હોવાથી, વચ્ચે બોલી ઊઠયા, અને કુરાનના શબ્દો ધ્યાનપૂર્વક સાંભળવાનું પેલા બીજા માણસને કહ્યું.

**પેગંબર સાહેબ અબ્દુલ્લાહ્** તરફ સખ્તાઈથી બોલ્યા અને તેમને ચૂપ રહેવાનું કહ્યું.

પાછળથી, તે માણસની સાથે પોતે આટલી બધી સખ્તાઈથી વર્ત્યા માટે ઘણા દીલગીર થયા. અને બે વાર તેમને **મદીના શહેર**ના હાકેમ નિમ્યા હતા.

**ત્રીજી વાર્તા:**—**હઝરત મહંમદ પેગંબર સાહેબ** (સ. અ.) એક વાર કોઈ સભામાં ગયા હતા, ત્યાં ઘણા લોકો ભેગા મળ્યા હતા, અને બેસવાની જગા પણ પુરી નહોતી. તેથી તે **સાહેબ** પોતાના પગ સંકોચાવીને ઊંચા ખેંચી બવડા કરી બેઠા હતા.

રણવાસી એક અરબ ત્યાં હાજર હતો. **મહંમદ પેગંબર સાહેબ** (સ. અ.) એક મોટા આગેવાન છે એવું તે જાણતો હોવાથી **પેગંબર સાહેબ** જેમ એક પાદશાહ તખ્ત ઉપર બેસે તે મુજબ બેઠા નથી એ જોઈને તે ચકિત થઈ ગયો.

તેણે તે સભામાં એમને પૂછ્યું:—" આપ આમ કેમ બેઠા છો ? "

**મહંમદ પેગંબર સાહેબે** (સ. અ.) તેને જવાબ આપ્યો:—

" ખરેખર, ખુદાએ મને બીજા માણસોના જેવોજ માણસ બનાવેલો છે અને એક અહંકારી રાજા બનાવ્યો નથી. "

---

## ( ૭૩ )

## શ્રી રામકૃષ્ણ ( પરમહંસ )નાં વચનામૃત.

એક શિષ્યને પોતાના ગુરુની અદ્દભુત શક્તિમાં પૂર્ણ શ્રદ્ધા હતી, તેથી તે તેના નામનો માત્ર ઉચ્ચારજ કરીને નદી ઉપર ચાલ્યો, અને બીજે પાર ગયો. ગુરુએ આ જોઈ પોતાના મન સાથે વિચાર કીધો:—" શું, મારા નામનો પણ આટલો બધો પ્રભાવ ? ત્યારે, નિઃસંશય હું ઘણો મહાન્ અને શક્તિમાન્ હોઈશ. " બીજે દિવસે " હું ", " હું ", " હું ", એવું ઉચ્ચારતાં તેણે નદી ઉપર ચાલીને સામે પાર જવાનો યત્ન કીધો; પણ તેણે પાણીની ઉપર પગ મૂકયો કે તરતજ તે ડુબ્યો અને તળીએ બેઠો !

શ્રદ્ધા અદ્દભુત ચમત્કાર કરી શકે છે, અને અહંકાર કે મિથ્યાભિમાનથી મનુષ્ય મૃત્યુ પામે છે.

# ૧૮

## ટેવ.

[ વાંચોઃ—વર્નાક્યુલર વાચનમાળા પુ. ૬ ઠ્ઠું. પા. ૧૪ મો. ]

( ૭૪ )

એક દિવસે બપોરે ભરાયલા દૂરના બજારમાંથી માછણોનું એક ટોળું પોતાને ઘેર પાછું જતું હતું. રસ્તામાં અધવચ રાત પડી ગઈ અને કરાનું ભારે તોફાન તેઓને નડયું. અને તેથી નજદિક આવેલા એક માળીના ઘરમાં રાતવાસો કરવાની તેમને ફરજ પડી. માળીએ તેમના ઉપર મહેરબાની દેખાડીને તેમને પોતાના ઘરની એક ઓરડીમાં રાતે સૂવા દીધી. તે ઓરડીમાં તેણે પોતાના ઘરાકોને આપવા માટે સુગંધીદાર પુષ્પોની કેટલીક છાબો ભરીને તૈયાર કરી રાખી મૂકી હતી. એવાં સુગંધીદાર પુષ્પોવાળી ઓરડીની હવા માછણોને પૂર્વે કદાપિ નહિ અનુભવેલી એવી લાગી તેથી તેમનાથી તે સહેવાઈ નહિ, તેથી તેમને નિમિષમાત્ર ( જરા પણ ) નિદ્રા કે ઝોકું સરખું પણ આવ્યું નહિ. આખરે એમાંની એક માછણને એક ઉપાય સૂઝી આવ્યો તેથી તેણે બધાંને કહ્યું કેઃ—" આપણામાંથી પ્રત્યેકે આપણી પોતપોતાની માછલાં ભરવાની ખાલી ટોપલી પોતપોતાના નાક પાસે રાખવી અને એ રીતે આપણાં નસકોરાંમાં પેસીને આપણી નિદ્રાનો ભંગ કરનારી આ પુષ્પોની દુર્ગન્ધને આપણે અટકાવી શકીશું. દરેક માછણને આ સૂચના પસંદ પડી, અને તેથી તેઓએ એ પ્રમાણે કીધું; અને તરતજ બધાં ઘોરવા મંડયાં ! જેઓ દુર્વ્યસન કે ખરાબ આદત ( ટેવ ) ને અધીન થઈ રહેલા છે તે બધા ઉપર એવી ટેવોની સત્તા અને અસર નિઃસંશય આવાંજ હોય છે.

**ભાગ ૨ જો–સમાપ્ત.**

# અવતરણોનાં મૂળ.

## ભાગ–૧ લો.

| અવતરણ કે સારનો અંક. | મૂળ કે પ્રમાણ પુસ્તકનું નામ. | મૂળ પુસ્તકના પૃષ્ઠનો અંક. |
| --- | --- | --- |
| ૧ | જરથોસ્ત ધર્મશાસ્ત્રનાં વચનો. **મી. જે. જે. મોદી.** બી. એ. (સંપાદક.) | ... |
| ૨ | "**અશોકની આજ્ઞાઓ.**" વિનસેન્ટ. **એ.** સ્મિથ એમ. એ. કૃત. | ૫ |
| ૩ | ઐતિહાસિક વૃત્તાંતો. મી. **પી. બી.** જોશી. (સંપાદક.) | ... |
| ૪ | એજન મી. ડી. **બી.** પરસનીસ. (સંપાદક.) | ... |
| ૫ | "રામકૃષ્ણ–તેમનું જીવન અને તેમનાં વચનો." **એફ. મૅક્સ મૂલર** કૃત.... | ૧૩૩ |
| ૬ | "ધિ **સેક્રેડ બુક્સ** ઑવ્ ધિ ઈસ્ટ." પુ. ૨૫ મું. **એફ. મૅક્સ મૂલર** કૃત.... | ૬૬ |
| ૭ | ઐતિહાસિક વૃત્તાંતો મી. **ડી. બી.** પરસનીસ. (સંપાદક.) | ... |
| ૮ | 'યુવકનો ઉમદા–આદર્શરૂપ માર્ગ.' **એફ. જે** ગૂલ્ડ કૃત. | ૧૨૪–૧૨૫ |
| ૯ | એજન. | ૧૪૧–૧૪૨ |
| ૧૦ | "હિન્દુ ધર્મનાં પવિત્ર પુસ્તકોમાંથી લીધેલી નાનાં બાળકો માટે વાર્તાઓ." પ્રકટકર્ત્તા–"બનારસ સેન્ટ્રલ હિન્દુ કૉલેજના ટ્રસ્ટીઓનું બોર્ડ." | ૬૦–૬૩ |
| ૧૧ | ઐતિહાસિક વૃત્તાંતો. સંપાદક. **ડી. બી.** પરસનીસ. | ... |
| ૧૨ | 'યુવકનો ઉમદા–આદર્શરૂપ માર્ગ.' **એફ. જે.** ગૂલ્ડ કૃત. | ૧૪૦–૧૪૩ |
| ૧૩ | એજન. | ૧૪૪–૧૪૭ |
| ૧૪ | ઐતિહાસિક વૃત્તાંતો. મી. **પી. બી.** જોશી. (સંપાદક.) | ... |
| ૧૫ | "મરાઠી કહેવતો." ધિ રેવરન્ડ. **એ.** મૅનવેરિંગ કૃત. | ૧૬ |
| ૧૬ | આ ભાષાન્તરના મૂળના અંગ્રેજી પુસ્તકના પ્રકટકર્ત્તાએ વિષયને અનુસરતી–બંધ બેસતી–આવે તેવી પોતે લખેલી હકીકત. | ... |
| ૧૭ | "**ભર્તૃહરિ શતકત્રયમ્**" પુરોહિત ગોપીનાથ એમ. એ. કૃત. | ૨૬ |
| ૧૮ | "યુવકનો ઉમદા–આદર્શરૂપ માર્ગ" **એફ. જે.** ગૂલ્ડ કૃત. | ૧૩૪ |
| ૧૯ | એજન. | ૩૨૪–૩૨૫ |

૨૦ 'ધિ જાતકસ' પુ. ૩ જું. કૉવેલ કૃત. ... ... ૩૩૨–૩૩૪
૨૧ "મરાઠી કહેવતો." ધિ રેવરન્ડ એ. મૅનવેરિંગ કૃત. ... ૭૩
૨૨ "યુવકનો ઉમદા–આદર્શરૂપ માર્ગ" એફ. જે. ગૂલ્ડ કૃત. ૨૧૯, ૨૨૨ અને ૨૨૬
૨૩ મહાભારત (આદિ પર્વ). પ્રતાપ ચન્દ્ર રૉય કૃત.... ૨૨૫–૨૨૬
૨૪ "ભર્તૃહરિ શતકત્રયમ્" પુરોહિત ગોપીનાથ એમ. એ. કૃત. ૧૯
૨૫ 'યુવકનો ઉમદા–આદર્શરૂપ માર્ગ.' એફ. જે. ગૂલ્ડ કૃત. ... ૭૧
૨૬ "હિન્દુ ધર્મનાં પવિત્ર પુસ્તકોમાંથી લીધેલી નાનાં બાળકો માટે વાર્તાઓ."–"બનારસ સેન્ટ્રલ હિન્દુ કૉલેજના ટ્રસ્ટીઓના બોર્ડ" તરફથી પ્રકટ થયલી.... ... ... ... ૮૩
૨૭ "પૂર્વના દેશોની વાર્તાઓ અને દંતકથાઓ" એન. એલ્. શૉડલૉક કૃત. ... ... ... ... ... ૫૩–૫૫
૨૮ "યુવકનો ઉમદા–આદર્શરૂપ માર્ગ" એફ. જે. ગૂલ્ડ કૃત. ... ૭૩
૨૯ "જીવન અને રીતભાત" એ નામના એફ. જે. ગૂલ્ડ કૃત પુસ્તક ઉપરથી સૂચિત. ... ... ... ... ૧૦૩
૩૦ "યુવકનો ઉમદા–આદર્શરૂપ માર્ગ" એફ. જે. ગૂલ્ડ. ... ૭
૩૧ માર્સ્ડનકૃત "હિન્દનો ઇતિહાસ." ... ... ... ૩૦૨
૩૨ "યુવકનો ઉમદા–આદર્શરૂપ માર્ગ" એફ. જે. ગૂલ્ડ કૃત. ૧૨–૧૩
૩૩ "ભર્તૃહરિ શતકત્રયમ્" પુરોહિત ગોપીનાથ. એમ. એ. કૃત. ૬૩
૩૪ "મરાઠી કહેવતો" ધિ રેવરન્ડ. એ. મૅનવેરિંગ કૃત. ... ૨૨૨
૩૫ "જ્યૉર્જ સ્ટીફન્સનનું જીવનચરિત્ર." સેમ્યુએલ સ્માઇલ્સ કૃત. ૯૮–૯૯
૩૬ "ઐતિહાસિક હકીકત." મી. ડી. પી. પરસનીસ. (સંપાદક.)...

## ભાગ–૨ જો.

૩૭ "યુવકનો ઉમદા–આદર્શરૂપ માર્ગ" એફ. જે. ગૂલ્ડ કૃત. ૨૬૫–૨૬૬
૩૮ એજન. ૨૬૭–૨૭૦
૩૯ એજન. ૨૭૧–૨૭૫
૪૦ એજન. ૨૬—૨૮
૪૧ એજન. ૩૦
૪૨ "ભર્તૃહરિ શતકત્રયમ્" પુરોહિત ગોપીનાથ એમ. એ. કૃત. ૮૬
૪૩ "ઐતિહાસિક હકીકત" મી. પી. બી. જોશી. (સંપાદક.)...

૪૪ "યુવકનો ઉમદા–આદર્શરૂપ માર્ગ" એફ. જે. ગૂલ્ડ કૃત. ... ૪૨

૪૫ એજન. ૨૪૨–૨૪૩

૪૬ એજન. ૨૨૯

૪૭ "પૂર્વના દેશોની વાર્તાઓ અને દંતકથાઓનો સંગ્રહ" એન્. એલ્. શેડલૉક કૃત. ... ... ... ૧૨૧–૧૨૩

૪૮ એજન. ૩૩—૩૭

૪૯ "યુવકનો ઉમદા–આદર્શરૂપ માર્ગ." એફ. જે. ગૂલ્ડ કૃત. ૧૨૦–૧૨૧

૫૦ એજન. ૧૦૭–૧૦૮

૫૧ એજન. ૧૩૦–૧૩૧

૫૨ એજન. ૧૩૮–૧૩૯

૫૩ આ ભાષાન્તરના મૂળના અંગ્રેજી પુસ્તકના પ્રકટકર્ત્તાએ પોતે તૈયાર કરેલી વિષયને અનુસરતી હકીકત. ... ...

૫૪ "યુવકનો ઉમદા–આદર્શરૂપ માર્ગ" એફ. જે. ગૂલ્ડ કૃત. ૧૪૯–૧૫૨

૫૫ એજન. ૧૫૪–૧૫૬

૫૬ એજન. ૧૬૨–૧૬૩

૫૭ "ધિ સેક્રેડ બુક્સ ઑવ્ ધિ ઇસ્ટ" પુ. ૨૫ મું. એફ. મૅક્સ મૂલર કૃત. ... ... ... ... ૧૩૦

૫૮ "યુવકનો ઉમદા–આદર્શરૂપ માર્ગ" એફ. જે. ગૂલ્ડ. ૧૬—૧૭

૫૯ "ભર્તૃહરિ શતકત્રયમ્" પુરોહિત ગોપીનાથ એમ. એ કૃત. ૨૬૫

૬૦ "યુવકનો ઉમદા–આદર્શરૂપ માર્ગ" એફ. જે. ગૂલ્ડ કૃત. ૩૧—૩૫

૬૧ એજન. ૨૪૩–૨૪૫

૬૨ "રામકૃષ્ણ–તેમનું જીવન અને તેમનાં વચનો" એફ. મૅક્સ મૂલર કૃત. ... ... ... ... ૧૭૩

૬૩ એજન. ૧૭૪

૬૪ "પૂર્વના દેશોની વાર્તાઓ અને દંતકથાઓ" એન્. એલ્. શેડલૉક્ કૃત. ... ... ... ... ... ૪૯—૫૨

૬૫ "યુવકનો ઉમદા–આદર્શરૂપ માર્ગ" એફ. જે. ગૂલ્ડ કૃત. ૨૩ અને ૩૮

૬૬ એજન. ૩૯—૪૦

૬૭ "સ્વાશ્રય" સેમ્યુએલ સ્માઇલ્સ કૃત. ... ... ૩૯૮–૩૯૯

૬૮ "યુવકનો ઉમદા–આદર્શરૂપ માર્ગ" એફ. જે. ગૂલ્ડ કૃત. ૯૦—૯૧

૬૯ "મરાઠી કહેવતો ધિ " રેવરન્ડ એ. મૅનવેરિંગ કૃત. ૧૭

૭૦ "ભર્તૃહરિ શતકત્રયમ્" પુરોહિત ગોપીનાથ એમ. એ. કૃત. ૩

| | | |
|---|---|---|
| ૭૧ | "યુવકનો ઉમદા–આદર્શરૂપ માર્ગ." **એફ. જે. ગૂલ્ડ કૃત.** | ૮૦ |
| ૭૨ | એજન. | ૩૨—૩૪. |
| ૭૩ | "**રામકૃષ્ણ**–તેમનું જીવન અને તેમનાં વચનો." **એફ. મૅક્સ મૂલર કૃત.** | ૧૩૪ |
| ૭૪ | એજન. | ૧૩૮ |

**સમાપ્ત.**